# સાધુ સુંદરસીંગ

પાર્કર કૃત.



કીમ્મત ૩ આના.

# સાધુ સુંદરસીંગ

પાર્કરકૃત અંગ્રેજી પુસ્તક પરથી

ગુજરાતી ભાષાંતર

*First Edition 2,000*



SURAT

PRINTED AND PUBLISHED FOR THE GUJARAT TRACT SOCIETY BY R. S. DICKEY AT THE MISSION PRESS

1923

## આ પુસ્તકનો સાર.

આ લઘુ પુસ્તક સુંદરસીંગનું જીવનચરિત્ર હોવાનો યા તેની બધી મહેનતની નોંધ હોવાનો દાવો કરતું નથી. તે ફક્ત એક મહાન આત્માના અલૌકીક જીવનની સુંદરતા પ્રગટ કરે છે, ને સંપૂર્ણ આત્મ-સંયમી જીંદગીથી કેવું આકર્ષક બળ પ્રાપ્ત થઇ શકે છે તેનો ખ્યાલ કરાવે છે.

જો આ પુસ્તકના વાંચનથી સુંદર ખ્રીસ્ત વિષે જે ઉપદેશ કરે છે ને તેના જેવું જીવન ગાળે છે તે પ્રમાણે જીવન ગાળવા લોકોને ખ્રીસ્ત ભણી ખેંચાય ને ખ્રીસ્ત માટેનો લોકોનો ભક્તિભાવ વધે એવું જણાય તો આ પુસ્તકનો ઉદ્દેશ સિદ્ધ થએલો લેખાશે.

મી. ઝાહીરની ચોપડી "વધસ્તંભ પ્રેમી" માંથી મેળવેલી મદદ માટે તેમજ બીજા છાપાંમાંથી સુંદરના જીવન તથા કામ વિષે લીધેલા ઉતારાઓ માટે તેમનો આભાર માનવામાં આવે છે.

સુંદરસીંગની લોકોને ખ્રીસ્ત પ્રતિ લાવવાની આશ્ચર્યકારક મહાન શક્તિના જુજ ઇસારાને માટે આવું નાનું પુસ્તક લેખકને લખવામાં ઘણો આનંદ મળ્યો અને તેને આ મહાન શકિતનો અનુભવ થયો છે, માટે તે વાંચનારને એવી આશા તથા પ્રાર્થનાથી આ પુસ્તક અર્પણ કરે છે કે જે કોઇ તેમાંની વાતો માન્ય કરે તે પર પ્રભુનો આશીર્વાદ આવો.

R. J. P.

### ખ્રીસ્તે કહ્યું.

"જો હું ઉંચો કરાઉં તો........બધા માણસોને મારામાં ખેંચીશ."

## પ્રસ્તાવના.

આ નાનું પુસ્તક પ્રથમ તો મલાયાલમ દેશની ખ્રીસ્તી સ્ત્રીઓ માટે પ્રસિદ્ધ કર્યું હતું, પણ લેખકને અંગ્રેજી પ્રત કાઢવા માટે ખાસ વિનંતિ કરવામાં આવી તેથી અંગ્રેજી પ્રત છપાવી છે. તે ઉપરથી ગુજરાતી તરજુમો "ધી ક્રીસ્ચીઅન લીટરેચર સોસાઇટી ઑફ ઈન્ડીઆ" ની મંજુરીથી કરવામાં આવ્યો છે.

આની અંદર સમાએલી લગભગ બધીજ વાતો સાધુની સાથેના સમાગમમાં મેળવેલી છે, કે જે સમાગમથી ઘણોજ આનંદ તથા ઉત્સાહ ઉત્પન્ન થયો હતો. સાધુની મંજુરીથી આ પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે.

આપણા મહાન પ્રભુના એક ખરા સેવકનું આ ચરિત્ર હિંદના ખ્રીસ્તી સ્ત્રીપુરૂષોને ઉત્તેજન આપનાર નિવડશે તેમજ ખ્રીસ્ત તેમનામાં કેવી રીતે પ્રગટ થઇ શકે છે અને તે હિંદનો પ્રભુ તથા ત્રાતા થવાને કેટલો બધો યોગ્ય છે, તે હિંદના સર્વ જાતિના લોકો જોઇ શકે એવી આશા રાખીએ છીએ.

---

# અનુક્રમણિકા.

## પ્રકરણ ૧.

## સાધુ અને સંન્યાસી.

ધર્મની ક્રિયાઓ ને નિયમો હિંદુસ્તાનના લોકો જેવી આસ્થા તથા ભાવથી પાળે છે તેવી રીતે ભાગ્યેજ દુનિયાના કોઇ પણ બીજા દેશના લોક પાળતા હોય.

તેમજ જેઓ ધાર્મિક જીવન ગાળે છે તેઓને સર્વોત્તમ માન હિંદુસ્તાનમાં મળે છે. ઘણાં સૈકાંથી હિંદના લોકો ત્યાગી વૈરાગીઓને રાજાઓ કરતાં પણ વધારે માન આપતા આવ્યા છે. બ્રાહ્મણોની સત્તા વિષે કોઇ અજાણ્યું નથી અને જો કે પાશ્ચાત્ય કેળવણીથી તેમની સત્તાનો દોર જરા નરમ પડયો છે ખરો, તો પણ દરેક ઘરમાં ગોર મહારાજ( બ્રાહ્મણ )ની આણ વર્તે છે. બ્રાહ્મણ શિવાયના બીજી ઘણી જાતના મનુષ્યો ધાર્મિક જીવન ગાળનારા હોય છે, જેમાંના મુખ્ય સાધુ અને સંન્યાસી નામે ઓળખાય છે. સાધુ અને સંન્યાસી એ બેનો અર્થ એકજ થાય છે એવી ભૂલ ઘણા કરે છે: પણ તે બેમાં ફેર છે. સાધુ તો શરૂઆતથીજ ધાર્મિક જીવન ગાળવાનું વ્રત લે છે, અને સંન્યાસી થનાર મનુષ્ય તેવું વ્રત ગમે ત્યારે લઇ શકે. ઘણા તો છેક વૃદ્ધાવસ્થામાં સંન્યાસી થાય છે.

ઘણા હિંદુઓ વૃદ્ધાવસ્થામાં પોતાના કુટુંબકબીલાથી વિરક્ત થઇ અને જગતની બધી જંજાળ તજી દઇ સંન્યસ્ત લઇ દેહકષ્ટમાં દિવસો ગાળવાની સતત અપેક્ષા ધરાવે છે. આવા મનુષ્યોએ સામાન્ય રીતે જીંદગીનો બધો લ્હાવો લઇ લીધો હોય છે અને આ જગતનાં પોતાને શીર જે કાર્યો કરવાનાં તે બધાં કરી ચૂકેલ હોય છે, પણ સાધુ તો જીંદગીની શરૂઆતમાંજ સંસાર અને તેની મોજમઝાનો ત્યાગ કરે છે. તે કદી પરણતો નથી તેમજ દુનીઆદારીનાં કામોમાં ગુંથાતો નથી.

સાધુજીવનમાં મહાન કાર્યો સિદ્ધ કરી શકાય તેમજ તેમાં ભારેમાં ભારે પરીક્ષણો આવવાનો ઘણોજ સંભવ રહે છે. એવું જીવન ગાળવામાં જે બહાદુરી અને હિમ્મત જગતનાં બધાં વાનાંઓનો ત્યાગ

કરવામાં બતાવવામાં આવે છે તે માટે તે પૂજ્ય છે. જે ખરેખર સાધુજ છે તેની આગળ મોટામાં મોટા માણસો પોતાનાં મસ્તક માન તથા નમ્રતાથી નમાવે છે. સાધુ તથા સંન્યાસીઓ ભગવાં કપડાં પહેરે છે અને આવા ભેખધારીઓ આખા હિંદુસ્તાનમાં છૂટથી ફરી શકે છે. તેઓનું જીવન એટલું બધું સાદું હોય છે કે તેમની પાસે બિલકુલ પૈસા હોતા નથી, તેમજ તેઓ ઘરમાં રહેતા નથી અને હિંદુઓ તેમને આશ્રય આપવામાં તેમજ ખવડાવવામાં પુણ્ય સમજે છે.

આવું જીવન ગાળવા માટે હિંદુસ્તાનના ધાર્મિક મનુષ્યો ઘણોજ મોહ ધરાવે છે, અને ગત સૈકાઓમાં ભારે ભારે કષ્ટ વેઠી અને દરેક જાતની હાડમારી સહન કરી આત્માની અભિલાષા તૃપ્ત કરવા સાધુ બનેલ ઘણા મનુષ્યો રાજીખુશીથી આ જગતનો ત્યાગ કરી ગયા, અને અસંખ્ય મનુષ્યો આત્માની શાંતિ અને નિર્વાણ આ સાધનદ્વારા પ્રાપ્ત કરવા સતત પ્રયાસ કરી ચુક્યા હશે.

હિંદુસ્તાનનાં પવિત્ર ગણાતાં શહેરોમાં તેમજ પ્રસિદ્ધ તીર્થોમાં ઘણા સાધુઓ નજરે પડે છે. કોઇ તો પંચધુણી આગળ બેસી તાપતા હોય છે, કોઈ પોતાનો જમણો હાથ ઉંચો ને ઉંચોજ રાખે છે, એટલે સુધી કે તે અકડાઇ જાય અને નખ વધીને હાથની આરપાર નીકળે; કોઈ તો અણીદાર ખીલા પર બેસે છે, અને કોઇ તો નદીકિનારે મૌન ધારણ કરીને બેઠેલા હોય છે. વળી કેટલાક તો નામનાજ સાધુ હોય છે, જે ઘેરેઘેર ભીખ માગે છે અને દુષ્ટ જીવન ગાળે છે. આવા સાધુઓ અજ્ઞાન લોક પાસેથી જોરજુલમથી તેમને જે જોઇએ તે કઢાવે છે, અને ન આપનારને શ્રાપ દે છે.

હિંદમાં પ્રવાસ કરનારા વિદેશી મુસાફરને આ બધાં ચિન્હોથી સચોટ એવું લાગી આવે કે હિંદના લોકો દેવને શોધે છે. એક બાજુ પર ગંદા સાધુ તથા ફકીરો મનને કંટાળો ઉપજાવે છે, ત્યારે બીજી બાજુ પર સંન્યાસીઓનું સખ્ત દેહકષ્ટ ખ્રીસ્તી મનુષ્યના હૃદયમાં એવી લાગણી ઉત્પન્ન કર્યાં વગર રહેજ નહિ કે, "મારે આ લોકોને આત્માની શાંતિનો અને નિર્વાણનો જે સત્ય માર્ગ છે તે દેખાડવોજ જોઇએ."

હિંદુસ્તાન દેશમાં જો ધારીએ તો સાદામાં સાદું જીવન ગાળી શકાય છે. દેશની આબોહવાને લીધે ઘણાંજ થોડાં કપડાંની જરૂર પડે છે, તેમજ ઘણુંખરૂં ઘર બહાર રહી શકાય છે. પાશ્ચાત્ય જીવનની નકલ કરનારાઓ સિવાય હિંદુસ્તાનના વતનીઓ સાદો ખોરાક અને સાદી જીંદગીથી સંતોષી છે. મોક્ષ પ્રાપ્ત કરવાની અપેક્ષા રાખનારા મહાન જીવો આત્મિક બાબતોમાં ઉંડા ઉતરવા માટે સાદામાં સાદું જીવન ગાળે છે.

યુરોપના દેશોના લોકો આવું જીવન સમજી શકતા નથી, કારણ કે તે દેશોમાં સખત ઠંડી પડે છે અને ત્યાંના રીતરીવાજો ઘણાજ જુદા છે. ખરો સાધુ કોઇ મઠમાં જ્યાં મફત ખાવા પીવા તથા રહેવાનું મળે છે ત્યાં રહેતો નથી; પણ તે ઘર વગરનો, નિરાધાર, એક ઠેકાણેથી બીજે ઠેકાણે ભમે છે, અને તેના શરીર પરનાં જૂજ વસ્ત્રો સિવાય તેની પાસે બીજું કાંઇજ હોતું નથી.

"ક્રાઉન ઓવ હિંદુઇઝમ" અર્થાત્ "હિંદુ ધર્મનો મુગટ" નામના પોતાના પુસ્તકમાં ડૉ. ફાર્કર નીચે પ્રમાણે નોંધ કરે છે:—

"જગતના અંત સુધી લોકો હિંદના સંન્યાસીઓ વિષે વાંચતાં અજાયબ થયા વગર રહેશે નહિ. તેઓએ કેવી ખુશીથી તથા શાંતિથી પોતાના સર્વસ્વનો તેમજ આ જગતનાં બધાં વાનાંનો ભોગ આપ્યો છે અને કેવી જુદી જુદી રીતે દેહકષ્ટ કર્યું, એ વાતો દરેક જમાનાના વિચારવંત હિંદીઓને ઉચ્ચ અને નિઃસ્વાર્થ જીવન ગુજારવા ઉત્તેજીત કરશે. ત્રણ હજાર વર્ષોથી હિંદના સંન્યાસીઓ હજી સુધી સાબિત કરે છે કે હિંદના લોકો સંસારી જીવન કરતાં સાધુના જીવનને સર્વોત્તમ માને છે."

આ આદર્શ ઘણોજ ઉચ્ચ છે. આ આદર્શને ખ્રીસ્તમય બનાવી જો કોઇ ખ્રીસ્તી આ સંસારમાં રહીને સંસારી ન બનતાં પોતાની જીંદગીને બીજાઓની સેવા અર્થે અર્પણ કરે, અને તેમ કરવામાં બધું સહન કરે તો ઉમદામાં ઉમદા જીવન ખરેખર ગુજારી શકે.

---

## પ્રકરણ ૨.

### સાધુ સુંદરસીંગ.

મદ્રાસમાં બહાર પડતા "ક્રીશ્ચીઅન પેટ્રીઅટ" નામના છાપામાં થોડાક વખત પર નીચેની ખબર છપાઇ હતી :--

"સાધુ સુંદરસીંગ હિંદુસ્તાનના લોકોના હૃદયમાં પરાપૂર્વથી ચાલ્યા આવતા વિચારોની આકૃતિરૂપ છે. આ ચાલુ જમાનામાં ઘરબાર વગરનો, જીંદગીના નિર્વાહ માટેના કોઈ પણ સાધન વગરનો, એક ટંક ખાય તો બીજી ટંકને માટે કાંઇ પણ ત્રેવડ વિનાનો આ જગતનો ત્યાગ કરનાર સાધુ સુંદરસીંગ મનુષ્યોને સાધુજીવનના આદર્શનું ભાન કરાવે છે."

સાધુજીવનનો આદર્શ સુંદરસીંગમાં સંપૂર્ણ રીતે સિદ્ધ થાય છે. તે પોતાનાજ આત્મા માટે નહિ પણ બીજાઓના આત્મા માટે પણ આ જગતનાં બધાં વાનાં નિરર્થક ગણી ત્યાગી થયો અને અસહ્ય દુઃખ, દરિદ્રતા, સતાવણી તથા હાડમારી વેઠતો તે દરરોજ પોતાના ત્રાતા કે જેણે તેને ખાતર જીવ આપ્યો હતો તેની આગળ અર્પણો ચઢાવે છે.

પોતાની સ્વર્ગવાસી માતાની આજ્ઞા શીરે ધરી જે કે તેનાં હિંદુ સગાંઓ ક્રોધિત થયાં, ખ્રીસ્તી ભાઇબ્હેનો ચેષ્ટા કરવા લાગ્યાં અને યુરોપીયન મિત્રોએ પણ કંઇક અણગમો દર્શાવ્યો તો પણ તે ખ્રીસ્તી સાધુ થયો. પોતાના બાપ્તિસ્મા સંસ્કાર બાદ તેત્રીશ દિવસે ફક્ત સોળ વરસની કુમળી વયમાં દેવે મને આ જીંદગી અને આ કામ સોંપેલ છે એવી માન્યતાથી તેણે આ પગલું ભર્યું.

હિંદના લોકો કે જેઓ જગતનો ત્યાગ કરનારાને માન આપતા આવ્યા છે તેઓ આગળ તે દિવસથી ઇસુ, કે જેને માથું મેલવાને પણ સ્થળ નહોતું, તેની વાત સુંદરસીંગ દરરોજ પ્રગટ કરે છે. જે મહાન ઉદ્દેશોને અર્થે આપણા ત્રાતાએ પોતાની જીંદગી અર્પણ કરી હતી તે ઉદ્દેશોનું પૂર્વના લોકોનાં મન પર અસર થાય એવી રીતે તે ભાન કરાવે છે. આ નવીન રીતે સુવાર્તા પ્રસારવાનું કામ જે તે કરે છે તે ઉપર

ગત કાળમાં ઘણી ટીકાઓ થઇ હતી, પણ તેનો જવાબ તે સર્વદા એવોજ આપતો કે, પારકા વાસણમાં હિંદના વતની પાણી પીતા નથી, પણ જો તેમના પોતાનાજ પીત્તળના વાસણમાં એજ પાણી આપો તો તેઓ રાજીખુશીથી પીએ.

દેશી ખ્રીસ્તીઓ કે જેઓ પોતાના દેશી ભાઇઓની જરૂરીઆતો જાણે છે અને તેમના જુના સંપ્રદાય તથા આચારવિચાર વિષે માહિતગાર છે તેઓ આત્મિક જ્ઞાનનો પ્રચાર કરવા સારૂ નવા નવા ઉપાયો યોજે એવો સમય આવી ચુકયો છે એમ લાગે છે. સાધુ સુંદરસીંગના આ નવા સાહસથી હિંદમાંના હજારો માણસોને અતુલ્ય અશીર્વાદ મળ્યો છે, એમાં કંઇ સંદેહ નથી.

સાધુના લોકપ્રિય ભેખથી સુંદરસીંગને દરેક ન્યાત અને જાતના માણસો આગળ—એટલુંજ નહિ પણ જનાનામાં રહેલી પડદેનસીન સ્ત્રીઓને પણ, ઘણી ઘણી વાર બોધ કરવાનો પ્રસંગ મળે છે. આ વિષે તે કહે છે કે "જે દિવસે હું સાધુ થયો તેજ દિવસે આ કપડાં (ભેખ) સાથે મારૂં લગન થયું છે અને હું કોઇ દિવસ તેમને તજીશ નહિ."

જ્યારે જ્યારે તેને એવું પુછવામાં આવે છે કે કયાં સુધી આત્મસંયમી રહેશો, ત્યારે તેનો જવાબ એવોજ હોય છે કે "હું આ જગતમાં છું ત્યાં સુધી. મેં મ્હારી જીંદગી ઇસુને અર્પણ કરી છે અને ઇશ્વરકૃપાથી તો તે મારૂં વ્રત કદી પણ તોડીશ નહિ."

તે એક સામટું લાંબો વખત કયાંઇ રહેતો નથી, અને આખા હિંદમાં જુદી જુદી દરેક જાતના લોકોની મુલાકાત લેતો તે પ્રવાસ કર્યાં કરે છે. ત્રાવણકોર અને લંકાની ગરમી યા ટીબેટની સખત ટાઢની તે પરવા કરતો નથી. ખોરાક, કપડાં, રહેવાને માટે આશ્રમ વગેરેની કાંઇ પણ ચિંતા કર્યાં વગર અને એક પાઇ સરખી પણ પોતાની પાસે રાખ્યા વગર તે પ્રભુ ઇસુ ખ્રીસ્તના મહિમાને અર્થે અને દેશી ભાઇઓની સેવાને અર્થે પોતાનું પર્યટન ચાલુજ રાખે છે. ગરમી અને શરદીમાં એકજ સરખાં કપડાં તે પહેરે છે, જોડા કદી પણ પહેરતો નથી, એટલે સુધી કે ટીબેટની સખત ઠંડીમાં ફાટી ગએલ લોહી વહેતા પગોથી તે

લોકોને ખ્રીસ્ત તરફ આકર્ષે છે. જ્યાં તે જાય છે ત્યાં પોતાની પાસે ફક્ત નવા કરારની એક ઉર્દુ પ્રત રાખે છે, અને પોતાના અનુભવથી અને કુદરતમાંથી મળતા જ્ઞાનનો ઉપયોગ કરી તે અસરકારક ભાષણ કરી શકે છે.

"ઈસુ ખ્રીસ્તનું પૂર્ણ મનુષ્યત્વ" નામના પોતાના લખેલા પુસ્તકમાં ડૉ. ફોસડીક લખે છે કે "ઇસુના જમાનામાં સૌથી તેજસ્વી પુરૂષ પાલેસ્ટાઇન દેશમાં ઇસુજ હતો." સાધુ સુંદરસીંગને જોતાંજ આ વાત સહજ સમજાય છે, કારણ કે ખ્રીસ્તને માટે સહન કરવું તેથી તેને ખરો આનંદ થાય છે, અને તેની મુખમુદ્રા પરથી દેખાઇ આવે છે કે તેનામાં ઘણી શાંતિ અને અનિવાર્ય આનંદ રહેલાં છે. પાઉલ પ્રેરિતની માફક સર્વ પ્રકારે વિપત્તિ પામેલો, પણ દબાએલો નથી, હેરાન થએલો પણ નિરાશ નથી, સતાવાયલો પણ તજાયલો નથી, નીચો પાડેલો પણ નાશ પામેલો નથી, ઇસુ ખ્રીસ્તના મોતને પોતાના શરીરથી પ્રગટ કરતો એ માટે કે ઇસુનું જીવન પણ પોતાના શરીરમાં પ્રગટ થાય, તેટલા માટે તેર વરસના સાધુજીવનમાં સુંદરસીંગે ઘણીજ સતાવણી, દુઃખો તેમજ પરીક્ષણો સહ્યાં છે.

---

## પ્રકરણ ૩.

### સુંદરસીંગનું વ્યક્તિત્વ.

આ પુસ્તક લખનાર એક યુરોપીયન મિશનરી છે કે જે લાંબા કાળથી અંતઃકરણપૂર્વક ચાહે છે તેથી તેને આ પ્રકરણ લખવા માટે ક્ષમા ા જોઇએ. જ્યારથી સુંદરસીંગનો મેળાપ તેને થયો ત્યારથી બે ખકના મનમાં રમ્યાજ કરે છે. (૧) સાધુમાં ને બીજા ઘણાખરા ઓમાં જે મોટો ફેર છે તે; (૨) મનુષ્યોને ખ્રીસ્ત ભણી ખેંચવાની અનુપમ શક્તિ. સાધુના સર્વસ્વના ત્યાગથી ખ્રીસ્તની ઇચ્છાને તે આધીન થવાથી અને ત્રાતા માટેના ગાઢા સચેત પ્રેમથી, આનો ા કાંઇક અંશે થાય છે.

જેમ આપણા ત્રાતાના દિવસમાં થતું હતું તેમ આજે હિંદમાં દરિદ્રીઓને પ્રગટ કરવામાં આવે છે. ઘણા ખ્રીસ્તનો અંગીકાર ર્યા છે ને હજારોને તેથી વધારે સુખી જીવન અને સ્વાતંત્ર્ય મળ્યાં ાઈ કોઇ વખત દુઃખ, નુકશાન તથા સતાવણી પણ થઇ હશે, તો ીસ્તને ખાતર સર્વસ્વનો ત્યાગ કરવાના દાખલાઓ તો કવચિતજ

ાવે પછીના પ્રકરણમાં વાંચતાં જણાશે કે સુંદરને સર્વસ્વનો ત્યાગ ાડયો, એટલુંજ નહિ પણ તેને ઘણીજ સતાવણી તથા હાડમારી ાડી હતી. ખ્રીસ્તી થવાથી તેને આ જગતનો કાંઇ લાભ મળ્યો ુ તેને ખ્રીસ્ત મળ્યો છે, અને આ અનુપમ લાભ બીજું બધું દેવાને પુરતો છે; કારણ કે તે વખતથી સુંદરસીંગ ખ્રીસ્તની ાં અને તેને માટે દુઃખ વેઠવામાં અને સહન કરવામાં હર્ષઘેલો ા છે. જ્યારે હિંદના ઘણા પુત્રો આવા ભાવથી ત્રાતાનો સ્વીકાર ારે આ દેશનો ખ્રીસ્તી સમાજ પ્રભુ ઇસુની પાસે આખા દેશને ે શક્તિમાન થશે.

ાધુ સુંદરસીંગ કઇ શક્તિથી લોકોને ત્રાતાની તરફ ખેંચે છે? મનોવૃત્તિ નાનપણથીજ ઘણી જાગૃત હતી. તેણે પોતાના ધર્મ-

શાસ્ત્રમાં આત્માની શાંતિ મેળવવા ઘણી શોધ કરી હતી. પોતાને જે જોઇતું હતું તે ન મળવાથી તેણે નવો કરાર વાંચવાનું શરૂ કર્યું. ખ્રીસ્ત વિષેનું જે વર્ણન નવા કરારમાં આપેલ છે તે વાંચતાં તેના ઉત્સાહી મન પર કેવી અસર થઇ હશે તેની કલ્પના કોણ કરી શકે? આતો નવી ચોપડી જીર્ણ થઇ ગએલા સંપ્રદાયોની નહિ, તેમજ નાનપણથી જે ચોપડીઓ તેના વાંચવામાં આવી હતી, તેથી સુવાર્તા તદન જુદાજ પ્રકારની તેને લાગી, ને તેમાં કંઇ નીરસ તેને લાગ્યું નહિ. આ ચોપડી વાંચતાં ખ્રીસ્ત સુંદરની દૃષ્ટિ સમીપ ફરી જગતમાં આવ્યો હોય અને સુવાર્તાની દરેક દરેક લીટીમાં જાણે તે બોલતો હોયની તેમ તેને લાગ્યું. જેમ જેમ આગળ વાંચ્યું તેમ તેમ તે વધારે અજાયબ થતો ગયો, એટલે સુધી કે તે ખ્રીસ્તને મેળવે અને ખ્રીસ્તમાં પોતે મેળવાય તે સિવાય સર્વ વ્યર્થજ છે એમ તેને લાગ્યું (ફિલિ. ૩; ૯).

નવા કરારના ખુલાસા કરવા માટે યા ગુંચવાડો ઉત્પન્ન કરે તેવાં બીજાં પુસ્તકો તેની પાસે નહોતાં. તેની પાસે ફક્ત નવો કરાર, પ્રભુ તથા તેનો પોતાનો આતુર આત્મા કે જેણે દેવની શોધ લાંબા વખત સુધી વ્યર્થ કરી હતી એટલાંજ હતાં; અને અત્યારે સુવાર્તામાં દેવ તેને જડયો હતો—હા, ભરપુરપણામાં દેવ તેને મળ્યો હતો.

મિત્ર કે શત્રુ દેખે નહિ એવે એકાંત સ્થળે, એક ઝાડ નીચે બેસીને ઉરદુ નવો કરાર વાંચવામાં તલ્લીન થઇ ગએલા, ને વાંચતાં વાંચતાં રડતાં આ હિન્દુ છોકરાનું ચિત્ર જોતાં આપણી આંખમાં આંસુ આવી જાય, અને આપણને લાગે કે આપણી જાતને માટે પુછી જોઇએ કે શું આપણે ખ્રીસ્તને આવી રીતે શીખ્યા છીએ? વળી આવી પાયાદાર વાતો તરફ આપણું લક્ષ ખેંચાય છે અને એમ લાગે છે કે આપણું બધું જ્ઞાન તથા શિક્ષણ કોરે મુકી જેમ સુંદરસીંગે ખ્રીસ્તનો મેળાપ કર્યો તેમ આપણે પણ કરીએ તો કેવું સારૂં!

તે દિવસથી તે આજ દિન સુધી ખ્રીસ્તનું તેજ પોતાના ચહેરા પર ધરી, ખ્રીસ્તને હૃદયમાં રાખી અને પોતાનો ઉરદુ નવો કરાર હાથમાં ઝાલી આખા હિન્દુસ્તાન દેશમાં સુંદરસીંગ પર્યટન કરે છે.

" The Goal of India "—"હિંદનું ઇષ્ટ ધ્યેય" નામના પુસ્તકમાં રેવ. ડબ્લ્યુ. ઇ. એસ. હોલન્ડ લખે છે કે, " હિન્દ મનુષ્યજાતના અડધા ભાગની આત્મજ્ઞાન દેનાર માતા છે. બીજા દેશના લોકોના વાંચવા માટે હિન્દીઓનાં લક્ષણ વિષે પુસ્તક લખનારને અગ્રભાગે ધર્મ મુકવો પડે.···હિન્દીને મન ધર્મ તો સર્વસ્વ છે···બીજા કશાથી તેના આત્માની તૃપ્તિ થતી નથી. હિન્દીઓના ધાર્મિક આદર્શની પરિસીમા અસલથી વૈરાગ્યમાં સમાયલી છે, જે અપાર સંકટો તથા હાડમારી સાધુઓ તુચ્છ ગણીને સહન કરે છે તેમાં કાંઇક મહત્તા સમાયલી છે. ખ્રીસ્ત હિન્દના અસલ આદર્શનો ઉદ્ધાર કરશે. ખ્રીસ્તને જોવાની તથા તેના વિષે સાંભળવાની હિન્દને અગત્ય છે. હિન્દને એવા સાદા ખ્રીસ્તી જોઇએ છે કે જે નમ્રતા અને ધૈર્ય, નિરભિમાની પ્રેમ તથા ખરી સેવાથી ખ્રીસ્તની ખુબી પોતાના જીવનમાં દેખાડી આપે."

જ્યાં જ્યાં સાધુ સુંદરસીંગ જાય છે ત્યાં ત્યાં લોકોનાં મન ઉપર જે છાપ તે પાડે છે તેનું એક મોટું કારણ આ હોવું જોઇએ. અસલના ત્યાગના આદર્શને તેણે આત્મજ્ઞાન મેળવવાનું સાધન બનાવ્યો છે, અને મનુષ્યો તેનામાં ખ્રીસ્તે જે મહાન ત્યાગ કર્યો હતો તેનું પ્રતિબિંબ જોઇ શકે છે. તે હિન્દુ સાધુઓની માફક દેહકષ્ટ કરવા ખાતરજ દુઃખ સહન કરતો નથી, પણ દેવની ઇચ્છા એવી છે એમ સમજી રાજીખુશીથી તે સહન કરે છે.

કેશવચંદ્રસેન લખી ગએલ છે કે :—" જુઓ, ખ્રીસ્ત આપણી પાસે એશીઆઇ મનુષ્ય તરીકે આવે છે···ને હિન્દના લોકો જે દૈવી સંગત સૈકાંઓથી શોધતાં થાકી ગયા છે તે ખ્રીસ્તમાં સંપૂર્ણ રીતે પ્રાપ્ત કરશે."

સાધુ સુંદરસીંગ પોતે આપણને તેજ મહાન વાત યાદ દેવડાવે છે. અને તેને જોનારાના મનમાં ઇસુ ખ્રીસ્ત કે જે આપણી ખાતર ગરીબ થયો તેનો વિચાર આવ્યા વગર રહે નહિ.

શું એ સાંભળીને કોઇ આશ્ચર્ય પામે કે જ્યારે જ્યારે તે જાહેર ભાષણો આપે છે ત્યારે ત્યારે લોકોનાં મોટાં ટોળાં એકઠાં થાય છે? ખ્રીસ્તને માટે હિંદને જીતનાર હિંદીઓજ હોવા જોઇએ, અને સાધુ સુંદરસિંગની વાતો બધા હિંદીઓ, ખ્રીસ્તી યા હિંદુનાં મન પર સચોટ

અસર કરે છે. તેનો દેખાવ, તેનો આત્મસંયમ અને ગરીબાઇ, તેની સુવાર્તા પ્રગટ કરવાની શૈલી અને તે પોતે કેવી રીતે ખ્રીસ્તી થયો તે હકીકત વગેરે તેના બોલવાની અનિવાર્ય અસર હિંદના લોકો પર કરે છે. આ લોકો આવા માણસને સમજે છે ને તેનું માને છે. આ રીતે હિંદના આ પુત્ર પાસે પોતાના દેશી ભાઇઓનાં હૃદયની એવી ચાવી છે કે જેવી ચાવી ગમે તેવો હિંદને અને ત્યાંના લોકોને ચાહનાર વિદેશી મેળવવાને કદી પણ આશા રાખી શકે નહિ.

એક હિંદી ગૃહસ્થ સાધુ વિષે લખે છે કેઃ—"એક લાંબો ઝભો પહેરેલ અને ટુંકી કાળી દાઢીવાળો ઉંચો જુવાન, એક ભવિષ્યવાદીના જેવા જુસ્સાથી અને દેવદૂતના જેવી શક્તિથી દેવની વાતો પ્રગટ કરે છે. તેના હોઠોમાંથી મધુર શબ્દો ઝરતા હતા ત્યારે તે સાધુ અમારી સામે જાણે પૂર્વનું આત્મજ્ઞાન સુવાર્તાના પ્રકાશથી શોભાયમાન થઇ ચમકતું હોય તેવું ભાન કરાવતો ઉભો હતો."

એક અમેરિકન ગૃહસ્થ લખે છે કેઃ—

"જે સૌંદર્ય તે દરરોજ નિહાળે છે તે પ્રતી હિંદવાસીઓના આત્મા આકર્ષાય છે, જો કે તેઓએ તે સૌંદર્ય પોતે જોયું નથી પણ સાધુમાં તેમને તે દેખાય છે. તેનામાં જે શક્તિ છે તે તેની જીંદગીને લીધે છે, ને તેની શક્તિ અનુભવવા સારૂ તેવું જીવન ગાળવું જોઇએ."

"The Young Men of India"—"હિંદના યુવાનો" નામના માસિકના જુલાઇ ૧૯૧૮ના અંકમાં નીચેની હકીકત પ્રસિદ્ધ થઇ હતીઃ—

"સાધુનું યથાયોગ્ય વર્ણન લખવું તે લગભગ અશકય છે. તેની માન્યતા એવી છે જે ઇશ્વરે તેને માટે સાધુજીવન નિર્માણ કરેલ છે. સાધુજીવનમાં કાંઇ પણ ખાસ પવિત્રતા હોય તેમ તે માનતો નથી... જેમ તેના ચારિત્રમાં તેમ તેનાં ભાષણોમાં શાંત, ઉંડો અને પ્રકાશિત વિશ્વાસ દીપી આવે છે. તેના સહવાસમાં જે કોઇ આવે તેને એમ લાગ્યા વગર રહેજ નહિ કે ખરેખર આ માણસનો સાથી પ્રભુ છે. તેનાં ભાષણો સચોટ અસર કરે એવા પોતાના અનુભવમાં આવેલા દાખલાથી ભરપુર હોય છે, અને તેના દરેક સિદ્ધાંત કદીપણ

વિસરાય નહિ એવાં ઉદાહરણોથી દર્શાવે છે. દેશી ખ્રીસ્તી સમાજ માટે એ ખુશીની વાત છે કે આવો જગજાહેર ખ્રીસ્તી સાધુ થનાર પ્રથમ મનુષ્ય આટલો સાદો તથા નમ્ર વિશ્વાસવાળો અને ખરેખરૂં ખ્રીસ્તી જીવન ગાળનારો થયો છે."

સાધુ સુંદરસીંગ ધર્માંધ નથી. દરેક શક્તિ તથા દાન જે તેને મળ્યાં છે તે પોતાને એકલા ખ્રીસ્ત તરફથીજ મળ્યાં છે એમ તે માને છે. તે કોઇ પણ અમુક મંડળનો નથી અને કોઇ પણ પદવી ધારણ કરતો નથી. તે પોતે દેવનેજ શોધે છે અને બીજાં મનુષ્યોના આત્માના તારણને માટે નિરંતર પ્રયાસ કર્યા કરે છે અને હિંદીઓને સાદાઇ, સ્વાર્થ-ત્યાગ અને ખ્રીસ્તને સર્વસ્વ અર્પણ કરવા સૂચવે છે. ઉપરોક્ત ઉદ્દેશ સિદ્ધ થાય તોજ તેને જીંદગીની કિંમત છે. આવા ઉચ્ચ આદર્શની મૂર્તિરૂપ તે લોકો સમક્ષ જ્યારે બોધ કરે છે ત્યારે તેની અસર ઘણીજ થાય છે.

## પ્રકરણ ૪.

### જાતિ અને કુળ.

સાધુ સુંદરસીંગ જાતે સીખ છે. સીખ પ્રજા વિષે કેટલીએક જાણવા જેવી બાબતો છે. અમુક દુરાચારો બંધ કરવા અને માણસોને સાદી ને શુદ્ધ ભક્તિ તરફ દોરવા પ્રથમ તો તે પ્રજા ધર્મની ટોળી તરીકે ઉભી થઇ. તેના પર સતાવણી તથા જુલમ ગુજારવામાં આવ્યો તેથી તેનું વેર લેવા તે લડાયક ટોળી બની. જેમ વખત વિતતો ગયો તેમ તેને અવનવા અને કડવા અનુભવ થયા, પણ જાત્યભિમાન, યુદ્ધનો શોખ અને પોતાના ધર્મના નિયમો ચુસ્ત રીતે પાળવા એ આજ સુધી સીખ પ્રજાનાં મુખ્ય લક્ષણો છે.

કનીંગહામ પોતાની "સીખ લોકોનો ઇતિહાસ" નામની ચોપડીમાં લખે છે કે:—

"સોળમા સૈકામાં જ્યારે પંજાબમાં પરદેશી પ્રજાઓમાં હુકુમતને માટે માહોમાંહે લડાઇ ચાલી રહી હતી તેવે વખતે ત્યાં ગરીબ ને ધાર્મિક સીખ ટોળી ઉભી થઇ અને સતાવણી થયા છતાં તેમાંથી એક મોટી પ્રજા ઉત્પન્ન થઇ."

'પાંચ નદીઓનો પ્રદેશ' એ સીખ લોકોનું રહેઠાણ છે, અને વિશેષ અજાયબ બાબત તો એ છે કે જો કે પંજાબમાં સીખ લોકો એકંદરે ઓછા છે તો પણ તેઓ આખા પંજાબ પ્રાંત પર અમલ ચલાવે છે. સીખ લોકો ઘણા થોડા છે તો પણ તેમનું બળ કેટલું છે તે તેમની સંખ્યા પરથી નહિ પણ તેમનાં ઐક્ય, તેમનું ધર્મચુસ્તપણું અને તેમની લડાયક પ્રકૃતિ પરથી આંકવામાં આવે છે. તેઓ સાહસિક છે અને ઘણાં સંકટો સહન કરે છે; હાર પામવાથી તેઓ એકદમ નાહિમ્મત થતાં નથી; તેઓ એવી આશા રાખે છે કે એવો વખત આવશે કે જ્યારે ગુરૂ નાનક અને ગોવિંદસિંહે સ્થાપેલો ધર્મ સર્વોપરી ધર્મ થશે.

આ ચોપડીને અંતે સીખ લોકોનું વધુ વૃત્તાંત મળશે અને તે પરથી માલમ પડશે કે સુંદરસીંગ કેવી જાતના, ધર્મના અને પ્રજાકીય વાતાવરણમાં જન્મ્યા હતા.

કેપ્ટન કર્નીંગહામ નીચે પ્રમાણે લખે છે :—

"જેમ સીખ સરદારો તેમના ઉંચા કદથી ને ભવ્ય દેખાવથી લક્ષ ખેંચે છે તેમ તેઓના ધર્મગુરૂઓ પોતાના ગંભીર ચહેરાથી દેખાડે છે કે તેઓ ધર્મ વિષે આસ્તિક છે અને પરમેશ્વર સન્નિધ છે એવું માને છે. ધર્મની બાબત અને આ સંસારને લગતી આકાંક્ષાઓ વિષે સીખ લોકો બીજા હિંદીઓ કરતાં તદ્દન જુદા છે."

આવી પ્રજામાં સુંદરસીંગનો જન્મ થયો. તેના પિતાનું નામ સરદાર શેરસીંગ છે, જાતે સીખ છે, અને પતીઆળાના દેશી સંસ્થાનમાં આવેલ રામપુરના એક ધનવાન જમીનદાર છે. રામપુરમાં સને ૧૮૮૯ના સપ્ટેંબરની ૩૭ તારીખે સુંદરનો જન્મ થયો. કુટુંબમાં તે સૌથી નાનો છે, તો પણ બીજા બધાના કરતાં વધારે ઉમદા કાર્યને માટે તે તેડાયલો છે. તેના કુટુંબમાં એક સરદાર નાથસીંગ કરીને છે. તેઓ એક સીખ દેશી રાજ્યના લશ્કરમાં સેનાધિપતિ છે અને બીજા કેટલાક તો એથી પણ સારી પાયરીએ ચઢેલા છે.

સુંદરસીંગ ધનવાન માબાપને ઘેર સંપૂર્ણ સુખચેનમાં ઉછર્યો હતો. દર વર્ષે ઉનાળાની ગરમીની મોસમમાં તે કુટુંબ સાથે હિમાલયમાં, ઘણું-ખરૂં તો સીમલે જતો.

તેની માતા ઉત્તમ રીતે કેળવાયલાં તેમજ સંસ્કારી હતાં. અમેરિકન પ્રેસ્બિટેરીઅન મિશનની બાનુઓ સાથે તેમને મિત્રાચારી હતી અને તેમને પોતાને ઘેર આવવા દેતાં. નાનપણથીજ સુંદરસીંગને અને તેની માતા વચ્ચે બહુજ ગાઢો પ્રેમ હતો. તે કુટુંબમાં સૌથી નાનો હોવાથી તેની માનીજ પાસે રહેતો. તેની મા તેને વારંવાર કહેતાં કે "તારા ભાઇઓ જેવો બેદરકાર અને સંસારી તું થઇશ મા. તું મનની શાંતિ મેળવજે અને ધાર્મિક થજે, અને મોટો થઇને તું સાધુવ્રત લેજે."

પોતાની માતાના: આવા શબ્દો તેણે એટલી બધી વાર સાંભળ્યા હતા કે સાધુ બનવાનોજ વિચાર તેને આવ્યા કરતો. જ્યાં કહીં તેની મા જાય ત્યાં સુંદર તેની સાથે જતો. તેણી પોતાના છોકરાને સારામાં સારી બાબતો શિખવતાં હતાં. સુંદરસીંગ સાત વરસનો થયો એટલામાં તો તે પુરી ભગવદ્‌ગીતા સંસ્કૃતમાં શીખ્યો. તે ચૌદ વરસનો થયો ત્યારે તેની પ્રિય માતા મરણ પામ્યાં. તેમની તેને કેટલી ભારે ખોટ પડી તે સુંદર વગર બીજું કોણ જાણે? સાધુ તેની માતા વિષે વાત કરે છે ત્યારે હજુ પણ તે ગદ્‌ગદ્‌ કંઠે બોલે છે. તે એવું માને છે કે જો મારી માતા જીવતાં હોત તો હું સાધુ થયો છું એ વાત જાણી તેમને સુખ ને સંતોષ થયા વગર રહેત નહિ.

---

## પ્રકરણ ૫.

## શોધ કરવાને તેડાએલો.

એવું ઘણીવાર કહેવામાં આવે છે કે મહાન પુરૂષોએ જગતમાં જે મોટાઇ મેળવી છે તે તેમની માતાઓ પાસેથી નાનપણમાં મળેલા શિક્ષણને આભારી છે. આ વાત સાધુ સુંદરસીંગની બાબતમાં તો ખરીજ છે. નાનપણથી સુંદર તેની માતા સાથે દેવમંદિરે જાય એટલુંજ નહિ, પણ આ જગતમાં સૌથી મોટી વાત તે ધર્મ છે તેમ તેને શિખવવામાં આવ્યું હતું. તેની માતા વારંવાર સલાહ લેવા માટે સાધુ પુરૂષો પાસે જતાં, અને તેમના પ્રત્યે જે માન તે બતાવતાં હતાં તે પણ સુંદરે જોયું હતું. છેક નાનપણમાંજ સુંદરના મનમાં એજ વિચાર ઠસી ગયો હતો કે પવિત્ર સાધુ થવું એ બધા કરતાં ઉત્તમ છે.

સુંદર પોતાની ધર્મપરાયણ માતા પાસે શીખ્યો હતો કે હૃદયની શાંતિ મળી શકે છે ખરી, પણ તેને આગ્રહથી શોધવી પડે છે, અને જ્યારે તે મળે છે ત્યારે પૃથ્વી પર માણસને સર્વોત્તમ સુખ પ્રાપ્ત થાય છે. હૃદયની શાંતિ વિષે તેની માતા ઘણી વાર વાત કરતાં હતાં, અને જેમ જેમ સુંદર સમજણો થતો ગયો તેમ તેમ આ કીમતી ધન મેળવવાની તેની ઇચ્છા પ્રબળ થતી ગઇ. જે દહેરાના બારણામાં પોતાનું કપાળ ઘસતો હતો અને જે હિંદુ સાધુઓના પગ આગળ બેઠો હતો તે હવે મનની શાંતિરૂપી મોટામાં મોટું ધન શોધવા લાગ્યો.

સીખ લોકોનો ગ્રંથ, હિંદુ ધર્મનાં શાસ્ત્રો તથા મુસલમાનનું કુરાન પણ સુંદર વાંચતો. જ્યારે કુટુંબનાં બીજાં માણસો રાત્રે ઉંઘી જતાં ત્યારે સુંદર તો આવી ચોપડીઓમાંની એકાદ વાંચતોજ હોય. ઘણાં વાકયો અને શ્લોકો તે મોઢે કરતો, પણ જેમ જેમ જ્ઞાન વધતું જતું, તેમ તેમ તેને શાંતિ મળી નહિ પણ ઉલટું તેનું મન અશાંત થયું.

દેહેરાના પૂજારીઓ, સાધુઓ અને પોતાની ધર્મપરાયણ માતા પણ સુંદરને મનની શાંતિ આપવા શાસ્ત્રોમાંની ઘણી વાતો કહેતાં, પણ

તેના મનને શાંતિ થતી નહિ. આ પ્રમાણે પોતાના બાપદાદાઓના ધર્મથી સુંદરને કાંઈ સંતોષ વળ્યો નહિ. તે વખતે તેને પોતાના ગામમાંની અમેરિકન પ્રેસ્બિટેરિયન મિશનની શાળામાં મૂકવામાં આવ્યો. મિશન સ્કુલમાં દરરોજ બેબલ શિખવવામાં આવતું હતું, અને બૈબલની વાતો સાંભળીને તેના મનમાં સખત વિરોધની લાગણી ઉત્પન્ન થઇ.

નિશાળમાં ગયો ને પહેલેજ દિવસે જ્યારે તેને બેબલ વાંચવાનું કહેવામાં આવ્યું ત્યારે તેનું સીખ લોહી ઉકળી ઉઠ્યું, અને તેણે વિચાર્યું કે "મારે શા માટે બેબલ વાંચવું જોઇએ? અમે સીખ છીએ અને ગ્રંથ અમારૂં પવિત્ર પુસ્તક છે." પણ સુંદરને તથા તેના એક સરખા ઉમ્મરના સાથી વિદ્યાર્થીને સમજાવવામાં આવ્યું કે આ શાળાનો એવો નિયમ છે કે અહીં ભણનાર છોકરાઓએ બેબલ વાંચવું જોઇએ. આથી તેણે નવો કરાર વેચાતો લીધો અને વાંચવા લાગ્યો. નાનપણથી જે કાંઇ શીખ્યો હતો તે બધાને બૈબલનું શિક્ષણ ઉંધું વાળે છે એવું તેને માલમ પડ્યું અને તેથી તેની અશાંતિ ઘણીજ વધી. પોતાના બાપદાદાના ધર્મ પ્રત્યે તે ઘણોજ ઉંડો ભાવ ધરાવતો હતો, તેને લીધે તે બૈબલની વાત માની શક્યો નહિ, પણ તે શાળામાં જે છોકરાઓ ખ્રીસ્તી ધર્મને ધિક્કારતા હતા તેમનો તે આગેવાન થયો. બધાનાં દેખતાં તેણે નવો કરાર ફાડી નાખી બાળી મુક્યો. આ વાત જ્યારે તેના બાપે સાંભળી ત્યારે સુંદરને સહેજ ઠપકો દઇને તેણે કહ્યું હતું કે, એમ કરવું તે ભુલ છે, બૈબલ એક સારૂં પુસ્તક છે ને તેને બાળી મુકવા કરતાં મિશનરીને પાછું આપ્યું હોત તો તે વધારે સારૂં થાત.

સુંદરે ખ્રીસ્તનો ધિક્કાર કરી ફરી પોતાનાં ધર્મપુસ્તકો વાંચવા માંડયાં, અને જે હૃદયની શાંતિ વિષે પોતાની માતાએ કહ્યું હતું તે તેમાંથી મેળવવાનો નિશ્ચય કર્યો. મિશન સ્કુલમાંથી તે ઉઠી ગયો અને ઘરથી ત્રણ માઇલ દૂર આવેલી સરકારી સ્કુલમાં દાખલ થયો. તાપમાં દરરોજ ચાલવાથી તેની તબિયત બગડી અને થોડાજ વખતમાં તેને પોતાને એવું લાગ્યું કે જો મારે કેળવણી લેવીજ હોય તો ફરી મિશન સ્કુલમાં દાખલ થવું જોઈએ.

આ બધો વખત તે આતુરતાથી શાંતિ શોધ્યાજ કરતો હતો. પણ જેમ જેમ તે શાંતિ મેળવવા વધારે પ્રયત્ન કરતો તેમ તેમ તેના મનમાં વધારે ને વધારે અશાંતિ થતી હતી.

સુંદર ફરી મિશન સ્કુલમાં જોડાયો અને તેને બાઇબલ શીખવું પડયું. તે પહેલાંની માફકજ ખ્રીસ્તી ધર્મને ધિક્કારતો હતો, અને ખ્રીસ્તનું નામ સાંભળતાંજ તેના મનમાં ક્રોધ ઉત્પન્ન થતો. ખ્રીસ્તી ધર્મ પ્રત્યે તેનો એટલો બધો ધિક્કાર હતો કે એક વખત એક મિશનરીનો પડછાયો તેના પર પડયો એથી પોતે ભ્રષ્ટ થયો છે એમ માની તેણે શુદ્ધ થવા માટે એક કલાક સુધી સ્નાન કીધું. આ વખત વિષે બોલતાં સુંદર કહે છે કે મારી જીંદગીનો આ વખત સૌથી બારીક હતો, કારણ કે હું મારા ધર્મનું પુસ્તક વાંચી વાંચીને થાકયો હતો, પણ તેથી મને શાંતિ મળી નહોતી, અને હું ખ્રીસ્તી ધર્મને એટલો બધો ધિક્કારતો હતો કે ખ્રીસ્તી ધર્મના પુસ્તકમાં શાંતિરૂપી 'મૂલ્યવાન મોતી'ની શોધ કરવા અચકાતો હતો.

•

---

## પ્રકરણ ૬.

### ઇશ્વરથી તેડાયલો.

"જેઓને ન્યાયીપણાની ભૂખ તથા તરસ છે તેઓને ધન્ય છે; કેમકે તેઓ ધરાશે" (માત્થી ૫; ૬).

"મારી પાસે આવો, ને હું તમને વિસામો આપીશ" (માત્થી ૧૧; ૨૮).

ઇશ્વર તેને કયાં દોરી જતો હતો તે સુંદરને સમજાતું નહોતું, પણ તેને એમ લાગતું હતું કે હું પોતે અંધારામાંજ ઉતરતો જાઉં છું. જે જે ધર્મને તે જાણતો તે બધાનો તે બારીક અભ્યાસ કરતો, ને તે ધર્મના ગુરૂઓનો બોધ સાંભળતો; પણ એ બધું કરવાથી તેને શાંતિ થઇ નહિ. ઇશ્વરે તેને એવી સમજણ આપી કે એ બધા ધર્મોમાં જે શાંતિ તે શોધે છે તે મળવાની નથી. આખરે તેના મનમાં વિચાર આવ્યો કે જે ચોપડી મેં ધિક્કારીને બાળી મૂકી તેમાંથી કદાચ મદદ મળી આવે, અને તેથી તેણે ફરી નવો કરાર વાંચવા માંડયો. **"મારી પાસે આવો, ને હું તમને વિસામો આપીશ"** એ વાકય તેના વાંચવામાં આવ્યું, અને તેથી તેનું ધ્યાન ખેંચાયું. જેમ જેમ વધસ્તંભની વાત વાંચતો ગયો તેમ તેમ તેને વધારે ને વધારે નવાઇ લાગી. ખ્રીસ્તી ધર્મ વિષે હવે તે ખોટું બોલતો નહિ, અને જે છોકરાઓ એવું કરતા તેમની સોબત પણ રાખતો નહિ. કેટલીક વાર ખ્રીસ્તી શિક્ષકની સાથે ધર્મ વિષે વાત કરતો. આ બધી વાત તેના પિતાને કાને પહોંચી પણ તેમણે તે ઉપર કંઇ ધ્યાન દીધું નહિ, કારણ કે તે જાણતા હતા કે તે છોકરાને તેની માએ સીખ ધર્મમાં બહુ સારી રીતે કેળવ્યો છે અને તે ધર્મનાં મૂળ તે છોકરાના મનમાં બહુ ઉંડાં ઉતરેલાં છે.

પણ સુવાર્તારૂપી ખમીર સુંદરના મનમાં પ્રસરી ગયું હતું. "દેવે જગત પર એટલી પ્રીતિ કીધી કે તેણે પોતાનો એકાકીજનિત દીકરો આપ્યો એ સારૂ કે, જે કોઈ તેના પર વિશ્વાસ કરે તેનો નાશ ન થાય, પણ તે અનંતજીવન પામે." આ વાકય વાંચવાથી સુંદરના દુ:ખી દિલને કંઇક દિલાસો મળ્યો. પણ તેના મન પર દુ:ખનો ભાર એટલો

બધો હતો કે તેને આરામ મળતો નહોતો. આખરે તેને એવું લાગ્યું કે આ દુઃખનો અંત મારે આણવો જોઇએ. એક રાત્રે તેણે વિચાર કર્યો કે, સવાર થતાં પહેલાં મારે શાંતિ મેળવવી જોઇએ—આ દુનિયામાં મળે તો તેમ, નહિતો પછી આવતી દુનિયામાં. લુધીઆના જતી આગગાડી સવારના પાંચ વાગે તેના બાપની વાડી પાસે થઇને જતી હતી, અને તેની નીચે ચગદાઇ મરી જવાનો વિચાર સુંદરે કર્યો, કારણ કે આપઘાત કરવાથી પાપ લાગે તેમ તે હિંદુ છોકરાને લાગ્યું નહિ.

હિંદુ રીત મુજબ તે નાહ્યો અને નવો કરાર લઇ પોતાની ઓરડીમાં ગયો, જ્યાં તે વાંચવામાં, તેનું મનન કરવામાં અને પ્રાર્થના કરવામાં આખી રાત ગાળવાનો તેણે નિશ્ચય કર્યો. સવાર થતાં પહેલાં સુંદરને લાગ્યું કે તેની ઓરડી એક પ્રકાશિત વાદળથી ભરાઇ ગઇ હતી અને તે વાદળમાં તેણે ખ્રીસ્તની તેજસ્વી આકૃતિ અને ચ્હેરો જોયાં. તેજ વખતે જે શાંતિ તે ઘણા વખતથી શોધતો હતો તે એકાએક તેના મનમાં ઉત્પન્ન થઇ. તે ઘુંટણે પડેલો હતો ત્યાંથી ઉભો થયો કે દર્શન જતું રહ્યું, પણ તે વખતથી ખ્રીસ્ત તથા તેની આપેલી શાંતિ તેની સાથેજ છે. સુંદરનું અંતઃકરણ આનંદથી ઉભરાઇ ગયું અને તે પોતાના પિતા પાસે ગયો અને કહ્યું કે હું ખ્રીસ્તી છું. પોતાના છોકરાનું કહેવું પિતાને ખરૂં લાગ્યું નહિ, અને તેમણે કહ્યું, જા, જઇને સુઇ જા, અને નિર્ભયતાથી તેના પિતા ફરી ઉંઘી ગયા. પણ તે સ્મરણીય રાત્રે કાંટાનો મુગટ પહેરેલા ઇસુએ પોતાની પાછળ ને પોતાને પગલે ચાલવા સુંદરને તેડયો હતો. તે રાતથી તે જ્યાં સુધી સુંદર સર્વકાળને માટે તારનારની હજુરમાં જાય ત્યાં સુધી વધસ્તંભ વિષે બોલવામાં તે આનંદ માનવાનો હતો.

---

## પ્રકરણ ૭.

### દુઃખ સહન કરવા તેડાએલો.

"માણસના વૈરી તેના ઘરમાંનાજ થશે." (માત્થી ૧૦; ૩૬).

"કેમકે ખ્રીસ્તને વાસ્તે તમને આ કૃપા અપાએલી છે, કે તે પર વિશ્વાસ કરવો કેવળ એમ નહિ, પણ તેને વાસ્તે દુઃખ પણ સહેવું." (ફિલિ. ૧; ૨૯).

ખ્રીસ્ત ઇસુ મ્હારા પ્રભુના જ્ઞાનની ઉત્તમતાને લીધે, હું બધાંને તોટો ગણું છું ......કે હું તેને મેળવું......તેનાં દુખોના ભાગીઆપણાને જાણું" (ફિલિ. ૩; ૮-૧૦).

તે રાતથી માંડીને નવ મહિના સુધી સુંદર પોતાના પિતાને ત્યાંજ રહ્યો તે દરમ્યાન તેના પર ઘણાં સંકટ એક પછી એક આવી પડયાં, એટલે સુધી કે તેના દુઃખનો પાર રહ્યો નહિ.

સુંદરે ઇસુને પોતાના સ્વામી તરીકે સ્વીકાર્યો હતો આ વાતની જ્યારે તેના કુટુંબનાં માણસોને ખબર પડી ત્યારે તે તેઓને ઘણીજ માઠી લાગી. પ્રથમ તો તેઓએ તે વાત માની પણ નહિ. તેઓના ઉંચા અને પ્રતિષ્ઠિત કુટુંબનો છોકરો ધિક્કારાયલો ખ્રીસ્તી ધર્મ સ્વીકારે તેની કોણ કલ્પના પણ કરે? તેના પિતાએ પ્રેમથી અને લાગણીથી તેને વિનવ્યો કે તું એવો અધમ તથા મૂર્ખ વિચાર છોડી દે. તારે યાદ રાખવું જોઇએ કે તું મોટા વારસાનો હકદાર છે અને તારૂં ભવિષ્ય ઉમદા પ્રકારનું છે. કેટલું બધું ધન અને કેટલું મોટું માન તેને ભવિષ્યમાં મળવાનું હતું તે બધું તેના પિતાએ વિસ્તારથી વર્ણવ્યું. પણ આથી જ્યારે સુંદરના મન પર કાંઇ અસર થઇ નહિ ત્યારે તેના પિતાએ જો તે ખ્રીસ્તી થાય તો પોતાના કુટુંબ પર જે મોટી શરમ તથા અપમાન આવશે તે સમજાવ્યું. પોતાના પુત્રનું હૃદય અને તે હૃદયમાં તેની માતા તથા સગાંસ્નેહીઓ પ્રત્યે હજુ સુધી ઘણો પ્રેમ હતો તે સુંદરના પિતા જાણતા હતા.

તે બારીક વખતે તે કેવા પરીક્ષણમાં પડેલો હતો તેની વાત સુંદર શિવાય બીજું કોઇ કહી શકેજ નહિ. જેઓને પોતે ચાહે છે તેમના પર પોતેજ મહેણું લાવે તે વિચારથી સુંદર ખિન્ન થતો. તેજ વેળાએ તેની દષ્ટિસમિપ મોટી મોટી આશાઓ, જગતનો વૈભવ વગેરે તેને લલચાવવા તરી આવતા; અને જગતનાં વાનાં માટે વાંચ્છના અને

સંસારના મોહનો તેને ફરી એક વાર અનુભવ થયો. પણ જે પ્રભુએ સુંદરને નિરાશા તથા અંધકારમાંથી અજવાળામાં તેડયો હતો તે તેને આવી લાલચોથી બચાવ્યા વગર કેમ રહે ?

તેને એવું લાગ્યું કે ઇસુ પોતેજ તેને એમ કહેતો હોયની કે "જે કોઈ બાપ અને મા ઉપર મારા કરતાં વધારે પ્રીતિ કરે છે તે મારે યોગ્ય નથી અને જે પોતાનો વધસ્તંભ ઉચકી મારી પાછળ ચાલતો નથી તે મારે યોગ્ય નથી." જ્યારે તેણે પોતાના પિતાની આંખમાં આંસુ જોયાં ત્યારે તો તેનું હૃદય ચીરાઇ ગયું. તેણે પિતા પ્રત્યેના પોતાનો પ્રેમ પ્રદર્શિત કીધો તેમજ ખ્રીસ્ત પ્રત્યેના પોતાના વધારે પ્રેમ વિષે પણ બોલવાનું સામર્થ્ય તેને મળ્યું હતું. આવા હૃદયભેદક બનાવોનું વર્ણન કરવું કેવળ અશકય છે.

સુંદરે ખ્રીસ્તી થવાનો નિશ્ચય કર્યો છે એવી જ્યારે બધાની ખાતરી થઇ ત્યારે ફરી પણ તેને સ્વધર્મ તરફ પાછો લાવવા એક નવો પ્રયાસ કરવામાં આવ્યો. એક દિવસ તેના એક ધનવાન કાકા તેને ઘેર આવ્યા અને સુંદરને પોતાને ઘેર લઇ ગયા. તેમના મકાનની નીચે એક ઉંડું ભોંયરૂં હતું તેમાં તેને ઉતાર્યો અને બારણે તાળું માર્યું. આ વેળા સુંદરને તો એમજ લાગ્યું કે તેની છેલ્લી ઘડી આવી લાગી હતી, પણ તેના કાકાએ આગળ આવીને એક મોટી તીજોરી ઉઘાડી કે જેમાં ઘણુંજ દ્રવ્ય હતું. નોટોના થોકેથોક, કીમતી જવાહીરો અને પુષ્કળ નાણું તેણે જોયાં. પછી તેના કાકાએ વિનંતી કરીને કહ્યું કે, "તું ખ્રીસ્તી થઇ તારા કુટુંબને કલંકિત કરીશ નહિ." વળી તેણે પોતાની પાઘડી સુંદરના પગ આગળ મુકીને કહ્યું કે, "જો તું અમને નહિ છોડે તો આ બધું તારૂં થશે."

આ પરીક્ષણથી સુંદરના મન પર ઘણીજ અસર થઇ. આટલું બધું દ્રવ્ય જોવાથી તેની આંખો અંજાઇ ગઇ હતી, એટલુંજ નહિ પણ કુટુંબના નાનામાં નાના છોકરા આગળ પોતાના વૃદ્ધ કાકાએ આટલી બધી આજીજી કરી તેથી તેને ઘણીજ લાગણી થઈ. જેમને તે ચાહે છે તેમના પર પોતે કલંક લાવશે તે જાણી અને તેના કાકાની પાઘડી પોતાના પગ પાસે પડેલી જોઇ સુંદરની આંખોમાં આંસુ આવી ગયાં.

પણ તેજ વખતે ખ્રીસ્ત પરના પ્રેમ અને ભક્તિથી તેનું મન એટલું બધું ભરપુર થયું હતું કે આ બધાનો તેણે અનાદર કીધો. તેથી પોતાના સૌથી વધારે વ્હાલા તારનારનો અંગીકાર કરવાનું અને તેના વિશ્વાસુ રહેવાનું બળ મળ્યું. ત્યાર બાદ તેના પિતાએ તેને સાફ કહી દીધું કે, "હવેથી તું મારો દીકરો નથી, પણ કજાત છે."

સુંદર અને તેનો મિત્ર બન્ને સાથે નવો કરાર વાંચતા હતા અને પરિણામે બન્નેને ખ્રીસ્ત મળ્યો હતો. પણ તે બન્ને ઉમ્મરે નાના હતા તેથી જાહેરમાં ખ્રીસ્તી ધર્મ કબુલ કરી શક્યા નહિ, અને તેમને પોતાને ઘેરજ રહેવું પડયું હતું. સુંદરનાં સગાંએ તો કોર્ટમાં જઇ અમેરિકન મિશનરીઓ પર પોતાના છોકરાને કાયદા વિરૂદ્ધ સમજાવી ખ્રીસ્તી બનાવ્યો છે એવું તહોમત મુકયું. સુંદરને જ્યારે કોર્ટમાં લાવવામાં આવ્યો ત્યારે તેણે ન્યાયાધીશની સમક્ષ સાક્ષી પુરતી વેળાએ પોતાના ખિસ્સામાંથી નવો કરાર કાઢી જણાવ્યું કે, "પાદરી સાહેબના કહેવાથી નહિ, પણ આ સુવાર્તા વાંચવાથી હું ખ્રીસ્ત પર વિશ્વાસ કરૂં છું." આથી મુકરદમો નિષ્ફળ થયો અને સુંદર અને તેનો મિત્ર પોતાની મરજીથી ખ્રીસ્તી થઇ શકે એટલી ઉમ્મરના થયા ત્યાં સુધી તેઓ પોતાનાં માબાપને ઘેર રહ્યા.

આ પ્રમાણે જ્યારે ભારે લાલચોથી અને કાલાવાલાથી તે છોકરો પોતાના નિશ્ચય પરથી ડગ્યો નહિ ત્યારે "તેના વૈરી તેના ઘરમાંથી ઉભા થયા." તેનો પોતાનો ભાઇ તેનો કટ્ટો દુસ્મન થયો અને દરરોજ તેની ભારે સતાવણી કરતો. તે સુંદરને તથા ઈસુને ઘણીજ બીભત્સ ગાળો દેતો અને આવી વેળાએ સુંદર ઘણીજ કાળજીપૂર્વક ચુપકીદીથી એકાંતમાં ચાલ્યો જતો અને ત્યાં નવો કરાર વાંચી આત્મિક હિમ્મત મેળવતો. તેને મિશન સ્કુલમાંથી ઉઠાડી લીધો હતો. સતાવણી થવાથી તે સ્કુલ પણ ઉડી ગઇ, અને આખરે બંધ થઇ હતી. ત્યાંની નાની ખ્રીસ્તી મંડળીની પણ સતાવણી થઇ, એટલે સુધી કે દુકાનદારો પણ ખ્રીસ્તીઓને દાણા વેચાતા આપતા નહિ તેથી બધાં ખ્રીસ્તીઓને બીજે ગામ જતા રહેવાની ફરજ પડી હતી, અને સુંદર કોઇ પણ ખ્રીસ્તી મિત્ર વગરનો એકલો પડયો.

દિવસે દિવસે સતાવણી વધતી ગઇ, તેથી સુંદરને એમ લાગ્યું કે હવે મારા બાપના ઘરમાં રહી શકાશે નહિ, અને તે એક દિવસ અમેરિકન પ્રેસ્બિટેરીઅન મિશનના મુખ્ય સ્થાનક લુધીઆના ગયો. ત્યાં તેનો પ્રેમયુક્ત આદરસત્કાર થયો. તેને માટે રસોઇની ખાસ સગવડ કરાવી હતી એટલા માટે કે તેને પોતાના કુટુંબમાં જતાં કંઈ હરકત પડે નહિ. સુંદર ત્યાંની હાઇ સ્કુલમાં દાખલ થયો. ખ્રીસ્તીઓ વિષે તેણે ઉંચા વિચાર બાંધ્યા હતા, પણ થોડાજ વખત પછી તેને ખબર પડી કે તેની સાથે ભણનાર ખ્રીસ્તી છોકરાઓ કેવળ નામનાજ ખ્રીસ્તી હતા, ને કેટલાકની વર્તણુક જોઇને તેણે મિશન છોડી દીધું, અને પાછો પોતાને ઘેર રામપુર ગયો. તેના બાપે ધાર્યું કે તેણે ખ્રીસ્તી ધર્મ મૂકી દીધો હશે, અને તેથી ઘણી મમતાથી તેને આવકાર દીધો. પણ એ ધારવું ખોટું છે એમ થોડા વખતમાં માલમ પડ્યું, કારણ કે સુંદર તો પ્રભુનો પહેલાં કરતાં પણ વધારે દૃઢ ચેલો બન્યો હતો.

છેવટે જ્યારે સુંદરે પોતાના લાંબા વાળ કપાવી નાખ્યા ત્યારે તે પોતાના સીખ ધર્મ અને ન્યાત બહાર થયો. સીખ લોકોના ધર્મપુસ્તક 'ગ્રંથ'માં એવું લખેલ છે કે માથાના વાળ કપાવવા નહિ; અને તેથી દરેક ખરો સીખ પોતાના વાળ માટે મગરૂર છે. હિંદુ લોકો માથા પર લાંબી ચોટલી રાખે છે ને તેને પવિત્ર ગણે છે. કોઈ પણ હિંદુ ખ્રીસ્તી થાય છે ત્યારે પોતાની ચોટલી, કે જે હિંદુ ધર્મની નિશાની છે, તેને કાઢી નાખે છે. વાળ કઢાવી નાખ્યા માટે સુંદરને સગાંઓએ જુદો રાખ્યો. આ પછી તો તેના પર ભારે સખ્તાઇ ગુજારવામાં આવી. જે લોકો તેના પર ઘણોજ પ્યાર રાખતા તેઓએજ તેને પારકો ગણ્યો, ઘર બહાર કાઢી મુક્યો અને નીચમાં નીચ લેખ્યો હતો. જેમ પાઉલ પ્રેરિત લખે છે તેમ "અમે જગતના મેલ તથા સર્વના કચરા સરખા થયા છીએ." આ સોળ વરસના છોકરા પ્રત્યે આવીજ વર્તણુક ચલાવવામાં આવી હતી. સુંદર હજુ ખ્રીસ્તી થયો નહોતો. હવે તે કુટુંબમાં છોકરા તરીકે લેખાતો નહિ. અસ્પર્શ્ય જાતના માણસને જેમ ઘર બહાર ખાવાનું મળે તેમ તેને પણ ઘર બહાર ખાવાનું આપવામાં આવતું હતું, અને તેને ઘરની બહાર સુવું પડતું હતું. આમ પહેલી વાર થયું ત્યારે તો તેની

આંખમાં આંસુ આવી ગયાં, અને વધસ્તંભનો બોજો તે સહી શકે તેથી વધારે ભારે લાગ્યો.

થોડા વખત પછી સુંદરનો એક બનેવી જે નભાના રાજ્યમાં નોકર હતો તે તેને ઠેકાણે લાવવાની ઉમેદથી સુંદરને પોતાને ઘેર એકાદ બે દિવસ માટે લઇ ગયો. ત્યાંના રાજાએ આ વિષે સાંભળ્યું ત્યારે સુંદરને પોતાના વર્તનનો જવાબ દેવા માટે દરબારમાં આવવા ફરમાવ્યું. રાજાએ તેને ઘણું સમજાવ્યો અને મોટી આશા તથા લાલચો બતાવી; તેમજ તેને યાદ દેવડાવ્યું કે સીખ બચ્ચો તો સિંહ જેવો હોય છે તે શું એક ખ્રીસ્તી બની કુતરો થશે?

આના જવાબમાં સુંદરે જે કાંઇ કહ્યું હશે તે તેને તેજ વખત આપવામાં આવ્યું હશે, કેમકે ખ્રીસ્તની પાછળ ચાલવાના તેના નિશ્ચયથી કાંઇ પણ જાતની દલીલ, વિનંતી કે મોટી લાલચો પણ તેને ફેરવી શકી નહિ.

ત્યાંથી પોતાને ઘેર પાછો આવ્યો. તેના પિતાનો ઘણા દિવસથી ચઢેલ ક્રોધ તેના પર સળગી ઉઠયો. તે બિચારાને શ્રાપ દીધો, તેને તરછોડયો અને છેવટે તેના પિતાએ ઘર છોડી બીજે દિવસે ચાલ્યા જવાની આજ્ઞા આપી. દુઃખિત હૃદયે તે છેલ્લી રાત પોતાના પિતાના ઓટલા પર સુઇ રહ્યો. સૂર્યોદય થતાં પહેલાં તેને કાઢી મૂકયો તે વેળાએ તેના અંગ પરનાં ઝીણાં વસ્ત્રો અને પતીઆળા સુધીનું રેલ્વે ભાડું એ શિવાય બીજું કંઇજ તેની પાસે નહોતું.

ઘરબાર વગરના મિત્રરહિત અને નિરાધાર થઇ ગએલ સુંદરે પોતાનું બાળપણનું ઘર છોડી દીધું.

"ઈસુ, તારી પાસે આવું, બધું મૂકી તારે કાજ;
નિર્ધન, દુઃખી, નિંદીત થાઉં, સંધું મારૂં તું થા આજ."

## પ્રકરણ ૮.

### દુઃખ સહેવા તેડાએલો.

વિશ્વાસની સારી લડાઈ લડ. ૧ તીમો. ૬ ; ૧૨.

સુંદરને આગગાડીમાં બેસતી વખતે રોપુર જવાનો વિચાર થયો કે જ્યાં રામપુરથી સતાવણીને લીધે નાસી ગએલા ખ્રીસ્તીઓ વસતા હતા. તે ગાડીમાંથી ઉતરીને ત્યાંના દેશી પાદરીને ઘેર ગયો. પાદરી તથા તેની સ્ત્રી બહુ માયાળુ સ્વભાવનાં તથા ભલાં હતાં. ઇશ્વર કૃપાથી એ બહુ સારૂં થયું કે સુંદર ત્યાં ગયો, કેમકે ત્યાં આવ્યા પછી તે સખત માંદો થઈ ગયો. દાકતરને બોલાવવામાં આવ્યા પછી ખબર પડી કે ઘેરથી નીકળતા પહેલાં તેને જે ખોરાક આપ્યો હતો તેમાં ઝેર નાખેલું હતું. પોતાના કુટુંબ પર અપમાન આવે તેના કરતાં તે આગગાડીમાંજ મરી જાય તો સારૂં એમ ધારી તેના કુટુંબીઓએ તેમ કીધું હતું. દાક્તરે એવું જણાવ્યું હતું જે સુંદર બચશે નહિ. જતાં જતાં બીજી સવારે દફનક્રિયા વખતે આવવાનું વચન તે આપતો ગયો. તેના અંતની રાહ જોતી પાદરીની ભલી પત્ની આખી રાત સુંદરના બિછાના પાસે બેસી રહી હતી.

આખી રાત તેના શરીરમાંથી લોહીની ઉલટી થતી હતી, તેથી સુંદર વધારે ને વધારે નિર્બળ થતો ગયો. ખ્રીસ્ત પરના મારા વિશ્વાસની સાક્ષી પુર્યાં વગર હું મરી જાઉં એટલા માટે દેવે મને અંધારામાંથી કાઢયો નથી આવી સુંદરની ખાત્રી હતી, તેથી તે પોતાના બાકી રહેલ બધા બળથી પ્રાર્થના કરતો હતો. જ્યારે સવાર થઈ ત્યારે સુંદર જીવતો હતો પણ ઘણોજ અશક્ત થઇ ગયો હતો. દાક્તર આવ્યા ત્યારે તેને સુંદરને જીવતો જોઇ ઘણીજ નવાઈ લાગી. દાકતરના મન પર આ બનાવથી એટલી બધી અસર થઇ કે તેણે એક નવો કરાર વેચાતો લીધો, અને તેનો અભ્યાસ કરવા લાગ્યા. તેથી દાકતર પોતે ખ્રીસ્તી થયા, અને આજે તે બ્રહ્મદેશમાં દાકતર મિશનરી તરીકે ખ્રીસ્તની સેવા કરે છે.

જેમ સુંદરનાં સગાંએ તેને ઝેર દીધું હતું તેમજ તેના મિત્રનાં સગાંએ તેના મિત્રને પણ ઝેર દીધું હતું. આથી જે વેળાએ સુંદર મોતના બિછાનામાં પડયો હતો, તેજ વેળાએ તેનો મિત્ર બિચારો પોતાનો દેહ ત્યાગી હરહમેશને માટે પ્રભુ પાસે અને તારનારની હજુરમાં ચાલ્યો ગયો હતો. આમ તેના ટુંક ખ્રીસ્તી જીવનનો અંત આવ્યો.

જ્યારે સુંદરને સારૂં થયું ત્યારે તે લુધીઆના અમેરિકન મિશનરીઓને આશરે ગયો. અહીં પણ તેનાં સગાં વારંવાર તેને પાછો લઇ જવા માટે આવતાં તથા ધાંધળ કરતાં. એક વાર તો એટલું બધું તોફાન કર્યું કે તેને શાંત પાડવા પોલીસની મદદ લેવી પડી હતી. પણ જ્યારે તેના પિતા છેલ્લામાં છેલ્લો પ્રયત્ન કરવા જાતેજ આવ્યા તે વેળા સુંદરની સખત કશોટી થઇ. પોતાના પિતાના દુઃખી ચહેરાથી સુંદરના મન પર ઘણીજ અસર થઇ, અને જ્યારે તેને પોતાની માનો પ્રેમ તથા બાળપણના સુખી દિવસો યાદ દેવડાવ્યા ત્યારે તો સુંદરથી રહેવાયું નહિ અને આંખમાંથી દડદડ આંસુ પડવા લાગ્યાં. તે વખતે તેના અંતરમાં ભારે યુદ્ધ ચાલતું હતું. પણ એ યુદ્ધમાં સુંદર એકલો નહોતો પણ ઇસુ તેની પડખે હતો, અને તેને પોતાનો વધસ્તંભ ઉંચકી પાછળ ચાલવા બળ આપતો હતો. સુંદર દઢ રહ્યો અને પોતાના તારનારને પસંદ કરી તેણે જગતનાં સર્વ વાનાંને તજ્યાં, ને તેમ કરવાથી તેણે છેલ્લો મોટો ભોગ આપ્યો. તેની દઢતા જોઇ તેના પિતા પાછા ગયા. આ મહિનાઓ સુંદરને દુઃખ તથા સતાવણીથી ઘણાજ લાંબા લાગ્યા, તો પણ જેમ સંકટો વધતાં ગયાં તેમ તેનું માધુર્ય વધ્યું, અને તે દઢ થતો ગયો.

આ બનાવો બન્યા પછી શત્રુઓથી બચી જવા માટે સુંદરને કોઇ બીજે ઠેકાણે ચાલ્યા જવાનું આવશ્યક જણાયું. તેથી તે સીમલાથી તેવીસ મૈલને અંતરે આવેલું સાબાથુ નામનું ગામ કે જ્યાં અમેરિકન મેડીકલ મિશન છે ત્યાં ગયો. અહીં સુંદરને કોઇ પણ પ્રકારની સતાવણી નહોતી તેથી તેણે નવો કરાર શીખવામાં પોતાનું મન લગાડયું. હવે જગતના બધા સંબંધથી તે મુક્ત થયો હતો, અને બાપ્તિસ્મા પામીને ખ્રીસ્તને જાહેર રીતે કબુલ કરવાને તે ઘણો આતુર હતો. વારવાર આ વિષે તે માગણી કરતો અને છેવટે તેની જન્મતિથિએ

ઇ. સ. ૧૯૦૫ના સપ્ટેમ્બર માસની ૩જી તારીખે સિમલાના અંગ્રેજી દેવળમાં રેવ. જે. રેડમૅને તેને બાપ્તિસ્મા આપ્યું. હવે તે 'ખ્રીસ્તની સાથે બાપ્તિસ્મામાં દટાયો......વિશ્વાસથી તે તેની સાથે ઉઠાડાયો' (કલો. ૨ : ૧૨) છે એમ જાણી હર્ષઘેલો થયો અને બીજે દિવસે પાછો સાબાથુ ગયો. વ્હાલા તારનારનું નામ ધારણ કરવાથી જે આનંદ ઉત્પન્ન થયો, તેથી દુ:ખ તથા સંકટના બધા મહિનાઓ તે વિસરી ગયો.

જે તારનારને પોતાનું સર્વ અર્પી દીધું હતું તે ત્રાતાની વાત બીજાઓ આગળ કરવાની પ્રબળ ઇચ્છા તેના મનમાં ઉત્પન્ન થઇ, અને જે મોટું કાર્ય કરવા તે અર્પણ થઇ ચૂક્યો હતો તે શરૂ કરવાની આશા રાખવા લાગ્યો. હવે તે ખ્રીસ્તને પૂરેપૂરી રીતે પોતાને અર્પણ કરે એવો વખત આવી લાગ્યો હતો. ઘણા વખતથી તેની અપેક્ષા સાધુ થવાની હતી, અને સાધુ થવાથી શું શું વેઠવું પડે છે એ જાણીને રાજી-ખુશીથી તેણે છેવટનું પગલું ભર્યું. પોતાની ચોપડીઓ તથા અંગત સામાનનો જલદીથી ફડચો કર્યો, અને બાપ્તિસ્મા પછી તેવીશ દિવસે તા. ૬ અકટોબર ૧૯૦૫ના રોજ તેણે ભગવી કફની પહેરી. આમ કરવાથી તેણે હરહમેશ ધર્મપરાયણ જીંદગી ગાળવાનું વ્રત લીધું. ઉઘાડા પગે, અને નિર્વાહના કંઇ પણ સાધન વગર, પણ હાથમાં નવો કરાર તથા હૃદયમાં ખ્રીસ્તને રાખી, સાધુ સુંદરસીંગ સુવાર્તા પ્રગટ કરવા ચાલી નીકળ્યો, અને તે દહાડાથી તે આજ સુધી તે એમજ સુવાર્તા પ્રગટ કર્યા કરે છે.

---

## પ્રકરણ ૯.

### સેવા કરવા તેડાયલો.

"તેને...એ પ્રસન્ન પડયું કે પોતાનો દીકરો તે મારામાં પ્રગટ કરે, એ માટે કે હું તેની વિદેશીઓમાં સુવાર્તા પ્રગટ કરૂં" (ગલા. ૧ ; ૧૫, ૧૬).

"યરૂશાલેમમાં...તમે મારા સાક્ષી થશો" (પ્રે. કૃ. ૧ ; ૮).

હવે સુંદરે એવી આત્મસંયમી અને સંકટવાળી જીંદગી ગુજારવા માંડી કે તેવી જીંદગી ગાળવાનું દુનીઆના ઘણાજ થોડા માણસના ભાગ્યમાં હોય છે. હિંદુમાંથી ખ્રીસ્તી થતાં તેને ઘણાં સંકટો વેઠવાં પડયાં હતાં, પણ કાંટાના મુગટવાળા ઇસુનાં દર્શન થયા પછી અને પોતાના તારનારની શાંતિનો અંગીકાર કર્યા પછી એવું કંઇજ નહોતું કે જે સુંદર ઇસુને માટે છોડી ન શકે.

તેણે ખ્રીસ્તને બધુંજ અર્પણ કર્યું, અને તે પોતે કહે છે કે, "દેવની કૃપાથી હું ખ્રીસ્તને માટેજ મારી જીંદગી ગાળીશ."

જો કે આ વખતે તેની ઉંમર માત્ર સોળજ વર્ષની હતી તો પણ બીજા માણસોના આત્મા માટે દૈવી લાગણીથી તેનું અંતઃકરણ ભરપુર હતું. પ્રભુ ઇસુ પરના પોતાના પ્રેમ અને ભક્તિને લીધે, તેણે પોતાનાજ ગામમાં કામ શરૂ કરવાનું પસંદ કર્યું કે જ્યાંથી તેને કાઢી મુકયો હતો. તેનાં સગાંવહાલાંએ ધૂતકારી કાઢયા પછી થોડેજ મહિને તે બાળ-સાધુએ રામપુરની શેરીઓમાં તારનારની શક્તિની અને તેનામાં જે સુખ તેને મળ્યું હતું તે વિષેની વિશ્વાસુપણે સાક્ષી પુરી, એટલુંજ નહિ પણ જનાનખાનાંમાં પણ તે જવા પામ્યો હતો, અને તે ઘેર ઘેર જઇને સ્ત્રીઓને પણ તેજ સુવાર્તા જણાવતો હતો. ત્યાંથી આજુબાજુનાં ગામોમાં એકલો ફર્યો અને ઇસુથી જે મહામોટી શાંતિ મળે છે તે વિષે દરેક જગ્યાએ નિર્ભયતાથી સાક્ષી પુરી.

ઉત્તરમાં કાસ્મીર તથા અફઘાનિસ્તાન તરફ પ્રવાસ કરતાં રસ્તામાં આવતાં પંજાબનાં ગામડાંમાં તથા શહેરોમાં તે સુવાર્તા પ્રગટ કરતો ગયો.

આ મુસાફરી લાંબી તથા વિકટ હતી અને અગાઉ આવો અનુભવ તેને થયો નહોતો તેથી સુંદરને ટાઢ તથા માર્ગની મુશ્કેલીઓ ઘણી નડી હતી. વળી ત્યાં કામ કરવું ઘણુંજ મુશ્કેલ લાગ્યું કારણ કે કઠણ હૃદયના અફ્ઘાન લોકો પર તેના બોધની અસર થઈ નહિ. પણ અફ્ઘાનિસ્તાનના પુરાતન શહેર જલાલાબાદમાં પહોંચ્યો ત્યારે ત્યાંના કેટલાક પઠાણો કે જેઓ પહેલાં સુંદરને મારી નાખવા ઇચ્છતા હતા તેઓ આખરે તેનો સંદેશો સાંભળવાને તૈયાર થયા. તેનું વર્ણન પછીથી કરવામાં આવશે.

એમ દેખાય છે કે અત્યાર સુધીમાં દુનિયામાં જે કંઇ વહાલું ગણાતું હોય તે બધાથી પરમેશ્વરે સુંદરના મનને ધીમે ધીમે છુટું પાડયું હતું. સગાંવહાલાં, ધનમાલ, ઘર એ બધાં ખ્રીસ્તને માટે તેણે તજ્યાં હતાં. ખ્રીસ્તીઓની નવી દુનિયામાં આવ્યા પછી પર્વતોમાંના પહાડી લોકોને ખ્રીસ્ત પ્રગટ કરવા તેણે લાંબી મુસાફરી આરંભી હતી, ને તેને અંગત સુખ, સગવડ ને પ્રતિષ્ઠાની કાંઇ પરવા નહોતી. ઝીણાં કપડાંને લીધે તેને ટાઢ ઘણીજ લાગતી હતી, તેમજ કાંટા અને પત્થરથી તેના પગમાં ચીરા પડયા હતા. પવન અને વરસાદની સખત ઝડીમાં રાત્રે વિસામો લેવાનું સ્થાન પણ નહીં મળતું; ઘણી વાર તો આખો દિવસ ભૂખ્યાજ રહેવું પડતું. આવાં દુઃખો તેણે પહેલાં કદી અનુભવ્યાં નહોતાં. સુંદર ઘણોજ હોંસીલો હતો તો પણ જ્યારે કાંઇ ફળ પ્રાપ્ત થયું નહિ ત્યારે આવી બધી મુસ્કેલીઓથી તેનો આત્મા નાહિમ્મત થતો હતો. ઘણી વાર તેના સંદેશાનું અપમાન કરવામાં આવતું હતું, અને તેને ગામની બહાર કાઢી મૂકતા, અને તે ભૂખ્યો ને ભૂખ્યો કોઇ ગુફામાં યા જંગલમાંના કાંઇ નહિ જેવા આસરામાં આખી રાત વિતાડતો. પ્રથમતો તેના ભેખને લીધે બધે ઠેકાણે તેને આવકાર મળતો, પણ જ્યારે તે ખ્રીસ્તી છે એ વાતની જાણ પડતી ત્યારે તો તે જીવે કે મરે તેની દરકાર કર્યાં વગર તેને ભૂખ્યો ને તરસ્યો ગામ બહાર કાઢી મૂકતા.

પણ કશાથી સુંદર નિરાશ થયો નહિ. ભયથી અને મોતથી પણ ડર્યાં વગર હિંદના સહુથી વિકટ ભાગોમાં તથા હિંદની બહારના મુલકોમાં પણ તે પોતાનું ઉમદા કામ કર્યાં કરે છે. પહાડમાં અને મેદાનમાં, ગામડાંમાં ને શહેરોમાં રહેનાર લોકોમાં અને હિંદની સરહદ પરની

ભટકતી જાતોમાં અને આમતેમ છુટાછવાયા રહેતા લોકોના આત્માના કલ્યાણ અર્થે તે આખું વરસ કામ કરતો. આ લોકોમાં તેણે ઘણાંજ સંકટો સહ્યાં, તો પણ તેજ લોકોમાં સુવાર્તા પ્રગટ કરવાનો તેમજ માણસોને ખ્રીસ્ત પાસે લાવવાનો અપાર આનંદ તેને થયો. તેનું મુખ્ય કામ વિધર્મીઓમાં થયું છે અને તે માને છે કે એજ લોકોમાં કામ કરવાને પ્રભુએ તેને તેડયો છે.

---

## પ્રકરણ ૧૦.

## સુવાર્તા પ્રગટ કરવા તેડાયલો.

"કેમકે ઇસુ ખ્રીસ્ત એટલે વધસ્તંભે જડાએલો, તે વિના હું તમારામાં કાંઇજ ન જાણું, એવું મેં ઠરાવ્યું" (૧ કરીં. ૨ ; ૨).

પંજાબ, કાસ્મીર, બલુચિસ્તાન અને અફઘાનિસ્તાનમાં લાંબી અને વિકટ મુસાફરી કરી થાકી ગએલો સાધુ થોડા વખત હિમાલય પહાડમાંના કોટગઢ સ્થાને આરામ લેવા માટે આવી રહ્યો.

સાધુ સુંદરસીંગ પોતાની લાંબી મુસાફરીઓ પછી હમેશાં કોટગઢ જઇને આરામ લેતો, તેમ ટીબેટ અને નેપાળમાં મુસાફરી કરતાં પહેલાં તે કોટગઢમાં થોડો વખત ગાળતો હતો.

૧૯૦૬ ના ઉનાળામાં કોટગઢ પાસે રહેતાં અમેરિકાનો પ્રવાસી મિ. સ્ટોકસનો મેળાપ સાધુને થયો. હિંદના લોકોને માટે અને પરમેશ્વરના મહિમાને માટે કામ કરવાને આ ધનવાન અમેરિકન ગૃહસ્થ હિંદમાં આવ્યા છે. સાધુને મળ્યા પછી તેમનું મન ઉત્તેજીત થયું અને બધું મુકીને સાધુની સાથે જોડાવાની અને તેના જેવું જીવન ગાળવાની તેમની મરજી થઇ. પ્રાર્થના અને વિચાર કર્યાં પછી મિ. સ્ટોકસે આ પગલું ભર્યું, અને કાંગરાની ખીણમાં થઇને આ બન્ને સાધુઓએ સાથે મુસાફરી કરી.

અન્ન અને આશરો મેળવવાં એ મુશ્કેલ હતું તેથી તે બેઉને બહુ વેઠવું પડયું, પણ તેમનો ઉદ્દેશ ઉત્તમ હતો, ને તેમની સંગત આનંદકારક હતી. આ મુસાફરી દરમ્યાન સુંદર માંદો પડયો. બે સાધુઓ સેંકડો મૈલ દૂર નીકળી પડયા હતા, મુશ્કેલીઓ વેઠતા, ઘણીવાર ગંદી ધર્મ-શાળાઓમાં પણ આશરો લેવો પડતો અને ઘણી વખત કાચોપાકો અને હલકો ખોરાક મળતો, અને તે પુરતો મળતો નહિ. તેઓ ખરાબ હવાવાળા પ્રદેશમાં થઇને મુસાફરી કરતા હતા તે વખતે સુંદરસીંગને તાવ આવ્યો અને શરીરની અંદર પણ ઘણી વેદના થવા લાગી. ટાઢથી ધ્રુજતો હતો અને તાવથી બળતો હતો તો પણ સુંદરે ચાલ્યાજ કર્યું,

પણ આખરે તે આગળ ચાલી શકયો નહિ. રસ્તા પર બેભાન થઇને પડયો, અને મિ. સ્ટોકસે તેને રસ્તાની બાજુ પર સુવાડયો અને તેને કેમ છે તે પુછયું. ગમે તેવું સંકટ હોય તો પણ સાધુ પોતાનું દુઃખ કદિ જણાવતો નહિ. જે જવાબ સુંદરે આપ્યો તેથી મિ. સ્ટોકસને કંઇ અજાયબ લાગ્યું નહિ. સાધુએ મોં મલકાવીને મંદ સ્વરે કહ્યું, "હું બહુ સુખી છું, ખ્રીસ્તને માટે દુઃખ વેઠવું એ કેટલું બધું મધુર છે!" જેઓ સાધુને સારી રીતે ઓળખે છે તેઓ જાણે છે કે એ જવાબમાં તેની જીંદગીનો મુખ્ય આશય રહેલો છે.

વિકટ અને જંગલવાળી જગ્યામાં આ બનાવ બન્યો તેથી મિ. સ્ટોકસ મહા મુસ્કેલીમાં આવી પડયા, તો પણ કેટલાક માઇલ દૂર એક યુરોપીઅનને ત્યાં તેને લઇ જઇ શકયા, અને ત્યાં તેની સારવાર કરવામાં આવી તેથી સુંદરને સારૂં થયું. આજ સુધી આ યુરોપીઅન ધર્મ વિષે બેદરકાર રહેતો હતો, પણ સાધુનો નમુનો જોઇને અને તેના મુખનાં વચન સાંભળીને તે ખુબ વિચાર કરવા લાગ્યો, અને આખરે તે પોતે બદલાઇને ખરો ખ્રીસ્તી થયો. આ પ્રમાણે તેના મંદવાડથી એક આત્માને ખ્રીસ્તમાં આનંદ અને આરામ મળ્યો.

મિ. સ્ટોકસની પાસે એક મૅજીક લૅન્ટર્ન હતું, તે સાધુએ માગી લીધું અને રામપુરમાં તથા બીજી જગ્યાએ રાતે શેરીઓમાં ઉપદેશ કરતી વખતે તેનો ઉપયોગ કરતો. તે વખતે ઘણા લોકો છબીઓ જોવા અને બોધ સાંભળવા ભેગા થતા. આ પ્રમાણે રાતદિવસ એક જગ્યાએથી બીજી જગ્યાએ જતા. ઘણીખરી મુસાફરી તેઓ રાતેજ કરતા, કારણ કે મિ. સ્ટોકસ દિવસનો સખત તાપ ખમી શકતા નહોતા. આ વખતે મિ. સ્ટોકસ સાધુના કામની બુજ અને વખાણ કરતાં કહે છે કે, હજુ તો સાધુ એક સોળ વરસનો છોકરોજ હતો તો પણ પોતાના સંદેશાથી એટલે સુવાર્તાથી એવો ભરપુર હતો કે જ્યાં જ્યાં તે જતો ત્યાં ત્યાં લોકોને અજબ થઇ તેનું સાંભળવુંજ પડતું.

૧૯૦૭ માં તે બે સાધુઓ સાબાથુમાંના રક્તપિત્તિઆના આશ્રમમાં કામ કરવા ગયા, અને પછી લાહોરમાં પ્લેગથી પીડાતા માણસોમાં કામ

કરવા ગયા. તેઓ રાતદિવસ કામ કર્યાંજ કરતા. વચ્ચે વચ્ચે થોડો આરામ લેતા તે પણ માંદા ને મરતા માણસોની વચ્ચે ભોંય પરજ લેતા.

બીજે વરસે મિ. સ્ટોકસ અમેરિકા રજા પર ગયા, અને ફરી પાછો સુંદર એકલો પડયો. લાહોરથી તે સિંધ ગયો અને ત્યાંથી રાજપૂતાનામાં થઇ ઉત્તર હિન્દુતાનમાં આવ્યો, અને ઉનાળો પાસે આવ્યો ત્યારે ટિબેટ તરફ સાધુએ પોતાની પ્રથમ મુસાફરી કરી. આ બધી જગ્યાઓમાં તેણે સુવાર્તાનો બોધ સતત કર્યાં કર્યો. જે કોઇ માણસ સાધુ પાસે આવતો તે ઇસુ પાપીઓને તારવાને આવ્યો હતો એ વાત સાંભળ્યા વગર જતો નહિ.

ટિબેટથી પાછા આવતાં તેની પાલેસ્ટાઇન જવાની ઘણીજ ઇચ્છા હતી. તેમાં તેની એવી આશા હતી કે જ્યાં પોતાનો તારનાર રહ્યો અને મરણ પામ્યો તે જગ્યા જોવાથી આ કામ કરવાને મને અધિક ઉત્તેજન મળશે. પણ જ્યારે તે મુંબઇ આવ્યો ત્યારે માલમ પડયું કે પાલેસ્ટાઇન જવું બની શકે એમ નથી, તેથી ૧૯૦૯ માં ઉપદેશ કરતો કરતો મધ્ય પ્રાંતોમાં થઇ ઉત્તર હિન્દુસ્તાનમાં પાછો આવ્યો.

---

## પ્રકરણ ૧૧.

### આ કેવું જ્ઞાન ?

"આ સઘળું તેની પાસે ક્યાંથી? ને તેને જે બુદ્ધિ અપાઇ તે કેવી છે!" (માર્ક ૬ ; ૨).

પ્રથમથીજ બીજા ધર્મના ઘણા લોકો સુંદરની વાત ખુશીથી સાંભળતા હતા તેથી સાબિત થાય છે કે તે ખરેખર દેવથી શિખવાએલો હતો. તેના મિત્રોની ખાત્રી થઇ હતી કે તેને અદ્ભુત પરાક્રમ મળ્યો હતો. તે એવી રીતે લોકોની આગળ સુવાર્તા પ્રગટ કરતો કે જેથી લોકોનાં મન આકર્ષાઇ વશ થઇ જતાં.

તેને લાગ્યું કે મ્હારે ખ્રીસ્તીઓમાં પણ કામ કરવું જોઇએ. એને માટે કાંઇ તૈયારી કરવી એ પણ જરૂરનું જણાયું, તેથી તે ડીવીનીટી કૉલેજની પહેલા વરસની પરીક્ષામાં બેઠો અને પસાર થયો, અને પછી લાહોરની ડીવીનીટી કૉલેજમાં બીજા વરસમાં દાખલ થયો. ૧૯૦૯ અને ૧૯૧૦ નાં વરસો અભ્યાસમાં ગાળ્યાં; રજાના વખતમાં સાધુ સુવાર્તા ફેલાવવાનું કામ કરતો હતો.

હજુ પણ સુંદર ભગવી કફની પહેરતો હતો. ખ્રીસ્તી માણસ સાધુ બને એ વાત તે વખતે નવી લાગતી હતી, અને તે વિષે કેટલાકને ઘણો શક રહેતો હતો. તે માટે સખત ટીકા થતી, ને તેને દુઃખ પણ થતું, તેમ છતાં સાધુ પોતાના નિશ્ચયથી ડગ્યોજ નહિ.

સુંદર કૉલેજમાં અભ્યાસ કરતો હતો તે વખતે મિ. સ્ટોકસ રજા પરથી પાછા આવ્યા હતા. મિ. સ્ટોકસ ઇંગ્લાંડ પણ ગયા હતા કે જ્યાં દેવના મહિમાને અર્થે અને મનુષ્યજાતને મદદ કરવા માટે તેમણે એક મંડળ સ્થાપવાનો વિચાર કર્યો. ગમે તે કામ કરવું; ઉપદેશનુંજ કામ કરવું એવું કંઇ નહિ ; જેમ કામ કઠણ અને હલકું તેમ તે વધારે પસંદ કરવા યોગ્ય છે. આ બાબતમાં ઇંગ્લાંડના મુખ્ય ધર્માધ્યક્ષની સલાહ પૂછવામાં આવી અને તે વિચાર તેમને સારો લાગ્યો. આથી મિ. સ્ટોકસે હિંદ પાછા આવ્યા પછી પાંચ માણસનું એક મંડળ ઉભું કીધું. આ

પાંચમાં સાધુ સુંદરસીંગ એકલોજ હિંદી હતો. આ મંડળની સ્થાપના લાહોરના મુખ્ય દેવળમાં વિધિપૂર્વક કરવામાં આવી હતી. તે વખતે પાંચમાંના બે જણે પ્રતિજ્ઞાઓ લીધી હતી. સાધુએ પ્રતિજ્ઞા ન લીધી, કારણ કે તેણે તો ખ્રીસ્તને માટે સાધુની જીંદગી ગાળવાનું વ્રત આગળથીજ લીધું હતું.

કૉલેજનો અભ્યાસ પુરો કરી રહ્યા પછી ખ્રીસ્તી મંડળીની વડીલ-સભાએ સુંદરસીંગને 'ડીકન '(સેવક)ની પદવી આપી, અને તેને ઉપદેશ કરવાનો પરવાનો પણ આપવામાં આવ્યો. કૉલેજ છોડયા પછી તે ટિબેટ ગયો અને ત્યાં ગરમીના છ મહિના રહી પાછો કોટગઢ આવ્યો, જ્યાં કેટલોક વખત ચર્ચ મિશનરી સોસાયટીના સંબંધમાં રહી કામ કર્યું.

મહાન અંગ્રેજ ઉપદેશક જોન વેસ્લીની માફક સાધુ એમ માને છે કે "મારે માટે ઉપદેશ કરવાની જગ્યા આખું જગત છે." અને જ્યાં જ્યાં તે જાય છે ત્યાં જે તેનું સાંભળે તે બધાંને ઉપદેશ કરે છે. થોડા વખત પછી સાધુ જે રીતે કામ કરે છે તે તરફ અણગમો બતાવવામાં આવ્યો. ડીકન થઇને તેણે ઠેકાણે ઠેકાણે ઉપદેશ કરવો ન જોઇએ. પાદરી તરીકે એ પ્રમાણે કામ કરવાની રજા તેને મળે નહિ. જો પોતે તે હુકમ ન માને તો શું પરિણામ આવશે તેનો વિચાર કરવા તે પવિત્ર અને સરળ મનનો સાધુ થોભ્યો નહિ. ધુંટણીએ પડી પ્રાર્થના કરી શાંત મને આ ભારે પ્રશ્ન તેણે ઉકેલ્યો, અને એવું પગલું ભર્યું કે જેથી દરેક જાતના ખ્રીસ્તી મંડળના ફાંટાથી તે સ્વતંત્ર થયો. સાધુએ બિશપ સાહેબને પોતાનો પરવાનો પાછો આપ્યો અને કહ્યું કે, બધી જાતના માણસોને અને જ્યાં ઇશ્વર મને મોકલે ત્યાં ઉપદેશ કરવાને હું તેડાયલો છું, એવું મને લાગે છે. બીશપ લેફ્રાય (જેઓ પછી હિંદના મુખ્ય ધર્માધ્યક્ષ થયા તે) સાહેબે ખુશીથી પરવાનો પાછો લીધો અને સાધુની દલીલ પણ કબુલ રાખી.

આ પ્રમાણે તેની જીંદગીનો બારીક પ્રસંગ પસાર થઇ ગયો. તે દિવસથી સાધુ બધા ખ્રીસ્તીઓનો થયો, અને આખા હિંદમાં વિધર્મીઓમાં કામ કરવાને સ્વતંત્ર થયો.

## પ્રકરણ ૧૨.

### સાધુજીવનની શરૂઆત.

"તો તેણે જાણવું કે પાપીને તેના માર્ગની ભૂલથી જે પાછો ફેરવે છે તે એક પ્રાણને મોતથી બચાવશે ને પાપની અધિકતા ઢાંકશે" (યાકુબ ૫; ૨૦).

"એક પાપી પસ્તાવો કરે તેને લીધે આકાશમાં હર્ખ થશે" (લુક ૧૫; ૭).

**૧૯૧૧ અને ૧૯૧૨** નાં વરસો ગઢવાલ, નેપાળ, કુલુ, પંજાબ અને બીજી ઘણી જગ્યાએ મુસાફરી કરવામાં ગયાં. ગરમીના ૭ મહિના તે દરેક વરસે એકલો ટિબેટમાં જતો. તે વખતની સાધુની જીંદગી અને તેના કામનો કંઇક ખ્યાલ નીચેના બનાવો ધ્યાનમાં લેવાથી આવશે.

એક દહાડો સાધુ સુંદરસીંગ એક ગામ જતો હતો ત્યારે રસ્તામાં થોડે છેટે સામે બે માણસો જોયા. તે બેમાંનો એક અલોપ થઇ ગયો, અને જે એક રહ્યો તેની પાસે સાધુ આવી લાગ્યો ત્યારે સાધુને સલામ કરી તે માણસ બોલ્યો, "આ જમીન પર ચાદરે લપેટેલો માણસ મારો સાથી હતો અને તે ચાલતાં ચાલતાં મરી ગયો છે, ને તેને દાટવા મારી પાસે પૈસા નથી." સાધુની પાસે એક કામળો અને ફક્ત બેજ પૈસા જકાત આપવા માટે હતા. તે બધું પેલા માણસને આપીને સાધુ ચાલતો થયો. તે થોડે દૂર પહોંચ્યો નહિ, એટલામાં તો પેલો માણસ તેની પાછળ દોડતો આવ્યો અને રડતો રડતો બોલ્યો કે, "મારો મિત્ર ખરેખર મરીજ ગયો છે." સાધુ તો કાંઇ સમજ્યો નહિ, પણ છેવટે પેલા માણસે સમજાવ્યું કે અમે બે જણ વારાફરતી મરી જવાનો ઢોંગ કરતા અને જતા આવતા માણસોને છેતરીને તેમની પાસેથી પૈસા તથા લુગડાં કઢાવતા; આમ ઘણાં વરસથી ચાલતું હતું, પણ આજે મેં મારા સાથીને બોલાવવા માંડયો, ત્યારે તે બોલ્યો નહિ, એટલે મેં લુગડું ઉંચું કરીને જોયું ત્યારે તો તે ખરેખર મરેલોજ જણાયો; તેથી મને બહુ ગભરાટ થયો. તે માણસને લાગ્યું કે સુંદર કોઇ મોટો સંત છે અને તેની પાસે જે કંઈ હતું તે બધું અમે છેતરીને લઈ લીધું, તેથી દેવો અમારા પર ગુસ્સે થયા છે અને તેથી તેણે સાધુની માફી માગી. સુંદરે તેને

જીવનના પ્રભુ વિષે વાત કરી અને તે માણસે પસ્તાવો કરીને ખ્રીસ્ત પર વિશ્વાસ કીધો. સાધુએ તેને ગઢવાળ પાસે એક મિશન સ્ટેશનમાં મોકલ્યો ને ત્યાં થોડા વખત પછી તે બાપ્તિસ્મા પામ્યો.

પહાડોમાં થઇને એક વાર સાધુ મુસાફરી કરતો હતો ત્યાં એક જગ્યાએ બે રસ્તા આવ્યા. કયે રસ્તે જવું તેની સમજણ પડી નહિ. તે ખોટે રસ્તે ચઢયો અને આગળ જતાં એક ગામડું આવ્યું. ત્યાં તેને ખબર પડી કે તે અગીઆર માઇલ આગળ આવી ગયો હતો તેથી તે પાછો ફર્યો. તે વેળાએ રસ્તામાં તેને એક માણસ મળ્યો. તેની સાથે વાત કરતાં સાધુએ તેને ખ્રીસ્ત વિષે કહ્યું ત્યારે તે માણસે પોતાના લુગડામાંથી નવો કરાર કાઢીને તેને દેખાડયો, અને જણાવ્યું જે "તમને કોઇ હિંદુ સાધુ ધારી મેં આ નવો કરાર સંતાડી દીધો હતો." તે માણસ પોતે નવા કરારની જે કેટલીક વાત સમજી શકતો નહોતો તે બધાંનો ખુલાસો સાધુએ કર્યો અને તે માણસ ખ્રીસ્તી થયો. આ બનાવ વિષે સાધુ કહે છે કે "ત્યારેજ મેં જાણ્યું કે હું શા માટે ભૂલો પડયો હતો, કારણ કે આ માણસને મદદ કરવાને માટે મને ખ્રીસ્તેજ મોકલ્યો હતો."

એક દિવસ મરકંદ નામના ગામ આગળ કેટલાક માણસો ખેતરમાં અનાજ કાપતા હતા. સાધુ ત્યાં ગયો અને ઇસુ વિષે અને સદા ટકનાર વાનાં વિષે તેણે તે લોકોને કહેવા માંડયું. પહેલાં તો તે લોકોએ બેદરકારીથી સાંભળ્યું પણ પછીથી તો સાંભળવા ના પાડી, કેમકે તેમને પરધર્મ વિષે સાંભળવાનું જરા પણ મન નહોતું. કેટલાક તેને ગાળો દેવા લાગ્યા અને ધમકી પણ આપવા લાગ્યા, અને એક જણે તો સાધુને માથામાં પત્થર માર્યો. થોડી વાર પછી જે માણસે પત્થર માર્યો હતો તેનું માથું સખત દુખવા લાગ્યું તે એટલે સુધી કે તે કામ કરી શકયો નહિ. આ વેળાએ સાધુએ તેનું દાતરડું લીધું અને તેની જગ્યાએ બીજાઓની સાથે અનાજ કાપવા લાગ્યો. આથી લોકોનાં મન જરા નરમ થયાં અને સાંજે સાધુને તેઓ પોતાને ઘેર લઇ ગયા. સાધુએ ત્યાં તે લોકોમાં રાતના નિરાંતે સુવાર્તા પ્રગટ કરી અને પછી વિદાય થયો. તે માણસોએ જ્યારે અનાજ એકઠું કર્યું ત્યારે તેઓને બીજાં વર્ષો કરતાં

વધારે પાક થયો છે એમ આશ્ચર્યથી જણાયું. તેઓ માહોમાંહે વિચાર કરવા લાગ્યા કે પેલો સાધુ પવિત્ર માણસ હતો કારણ કે તેનાંજ પગલાંથી આ વધારો થયો છે. પછી તે સાધુને શોધવા તેઓએ ઘણીજ મહેનત કરી એટલા માટે કે તેઓ તેની વિશેષ વાતો સાંભળે, પણ સાધુ તેમને જડયો નહિ.

આ બનાવની વાત ઉત્તર હિન્દના છાપા "નુર અફસાન" માં કોઈ નજરે જોનારે તે વેળાએ પ્રગટ કરી હતી, અને સાધુને એવી વિનંતી પણ કરી હતી કે તે પાછો તે ગામ આવે એટલા માટે કે લોકો તેનો સંદેશો અંગીકાર કરે.

જલાલાબાદમાં સાધુ નિર્દય તથા દગાખોર લોકના હાથમાં સપડાઇ ગયો. સાધુ ખ્રીસ્તી છે એ જ્યારે લોકોએ જાણ્યું ત્યારે તેને મારી નાખવા માટે પ્રપંચ રચ્યો. એક માણસ જે બીજા કરતાં કંઈક સારો હતો તેણે આવી સાધુને કહ્યું કે, લોક તમને મારી નાખવા ઇચ્છે છે; પણ પોતે કશું ખોટું કર્યું નહોતું તેથી સાધુને તે વાત ગળે ઉતરી નહિ. તો પણ પોતાના રક્ષણને માટે બીજી જગ્યાએ જવાનો વિચાર કર્યો. ધર્મશાળા વગર બીજે કયાંય જવાનું નહોતું. ધર્મશાળામાં મચ્છર તથા માંકડ ને ચાંચડ પુષ્કળ હતા, તો પણ તે શું કરે? સાધુ ત્યાં ગયો. બીજી સવારે જ્યારે સાધુ અગ્નિ પર પોતાનાં ભીનાં કપડાં સુકવતો હતો ત્યારે કેટલાક પઠાણો ત્યાં આવ્યા. તેઓનો આગેવાન સાધુના પગે પડયો તે જોઇ સાધુ અજાયબ થયો કે આ માણસ આમ કેમ કરે છે? પછી તે પઠાણે કહ્યું કે અમે તમને મારી નાખવાનું કાવતરૂં રચ્યું હતું. અમે તો ધારતા હતા કે તમે ટાઢથી ઠરી જઇ મરણ પામ્યા હશો, પણ તમે તો જીવો છો! તે પઠાણોને લાગ્યું હતું કે સાધુ પર પરમેશ્વરની રહેમ છે, અને તેઓએ સાધુને પોતાને ઘેર આવવા વિનંતી કરી. સાધુ તેમની સાથે એક અઠવાડિયું ઘણા આનંદમાં રહ્યો, અને તે માણસોએ તેનું સાંભળ્યું, તેથી સાધુ એમ માને છે કે આ કઠણ હ્રદયના માણસોમાં પણ પોતાની મહેનતનું ફળ કોઇ દહાડે દેખાઈ આવશે.

---

## પ્રકરણ ૧૩.

### દુઃખ સહેવામાં આજ્ઞાપાલન.

" પોતે જે જે સહ્યાં તેથી તે આજ્ઞાપાલન શીખ્યો" (હેબ્રી. ૫ ; ૮).

પોતાના ગુરૂ પ્રભુ ઇસુની સેવા કરવામાં કેવાં ભારે સંકટો સુંદરને સહન કરવા પડયાં તે તેના વગર બીજું કોણ જાણી શકે ? તે પોતે કહે છે કે, ઘણીવાર મને પુરતો ખોરાક મળતો નથી, જંગલમાંનાં ફળ તથા કંદમૂળ વગેરે પણ ખાઇને ચલાવવું પડે ; ઘણી વાર તેને રાતે ગામ બહાર કાઢી મુકવામાં આવતો, અને તેને કોઈ ઝાડ નીચે અથવા ગુફામાં સુઇ રહેવું પડતું, હિંદના જે ભાગોમાં સાધુએ કામ કર્યું છે તેમાં રહી સુંદરના જેવું જીવન ગાળવું ઘણું મુશ્કેલ છે. અનેક વાર ઝેરી ને જંગલી પ્રાણીઓના રહેઠાણોમાં તેને રહેવું પડતું.

થેરીઆ જીલ્લાના એક ગામના લોકો સાધુ સાથે એવું ખરાબ વર્તન ચલાવતા હતા કે જેટલા દીવસ તે લોકોમાં કામ કરવા તે રહ્યો તેટલી બધી રાતો તેને જંગલમાંજ ગાળવી પડી હતી. એક અંધારી રાતે સાધુએ એક ગુફામાં પોતાનો કામળો પાથર્યો ને સુઇ ગયો. સવારમાં તેને માલમ પડ્યું કે પોતાની પાસે એક મોટો વિક્રાળ ચિત્તો ઉંઘેલો હતો· ચિત્તાને જોઇને સુંદરને એટલી બધી બીક લાગી કે તે સ્તબ્ધજ થઇ ગયો ; પણ જ્યારે તે ગુફાની બહાર આવ્યો ત્યારે જે પ્રભુએ તેને રાતમાં બચાવ્યો હતો તેનો વિચાર આવ્યો અને તે બોલ્યો "આજ દિવસ સુધી મને કોઇ જંગલી પ્રાણીએ કંઇ ઇજા કરી નથી."

બીજી એક વેળાએ તેને ગામમાંથી કાઢી મુકવામાં આવ્યો હતો ત્યારે તે ગુફા પાસેના એક ખડક ઉપર ચઢયો તે વખતે એક દીપડો તેની સામે લપાઇને તાકી રહ્યો હતો. સાધુ ધ્યાનમાં ગરક થઇ ગયો હતો તેથી તેણે દિપડો પ્રથમ તો જોયોજ નહિ, પણ પછીથી દીઠો. સાધુને બીક તો લાગી ખરી, પણ પ્રભુ પર વિશ્વાસ રાખી જાણે ત્યાં કાંઇજ નહોતું એવી રીતે ત્યાંથી ચાલી નીકળ્યો. તે સહીસલામત ગામમાં પહોંચ્યો. કેવી અજબ રીતે સાધુ બચી ગયો એ જ્યારે ગામના લોકોએ સાંભળ્યું

ત્યારે તેઓએ કહ્યું કે સાધુ એક મોટો પવિત્ર માણસ હોવો જોઈએ, કારણ કે એજ દીપડાએ તે ગામનાં ઘણાં માણસો મારી નાખ્યાં હતાં. જે સુવાર્તાનો પહેલાં તેઓએ તિરસ્કાર કર્યો હતો તે સાંભળવા હવે તે લોકો સુંદરની આસપાસ એકઠા થયા. આ માટે સુંદરે પ્રભુનો આભાર માન્યો.

એક દહાડો સવારમાં ગંગા નદીને કિનારે રૂષીકેશ નામના સ્થળમાં ઘણા સાધુઓ એકઠા થયા હતા. ત્યાં બીજા પણ ઘણા લોક નહાવા આવ્યા હતા. તેમની મધ્યે ઉભા રહીને નવો કરાર હાથમાં રાખી સુંદર બોધ કરવા લાગ્યો. કેટલાક સાંભળવા લાગ્યા, કેટલાક સાધુની ને સુવાર્તાની મશ્કરી કરવા લાગ્યા. તે ટોળામાંથી એક જણે તો મુઠી ભરીને રેતી સુંદરની આંખોમાં નાખી. કોઇએક ભલા માણસને આથી ગુસ્સો આવ્યો ને તેણે પેલા રેતી નાખનારને પોલીસને સ્વાધીન કર્યો. તે દરમ્યાન સુંદરે પાણીમાં જઇ પોતાની આંખો ધોઇ નાખી પાછો આવ્યો ને પેલા માણસને છોડી મુકવા પોલીસને વિનંતી કરી ને ફરી બોધ કરવા લાગ્યો. આથી આશ્ચર્ય પામી રેતી નાખનાર માણસ વિદ્યાનંદ સુંદરને પગે પડ્યો, ને તેની માફી માગી, અને સાધુ જે ઇસુના વિષે બોધ કરતો હતો તે વિષે વધારે જાણવાની જીજ્ઞાસા દર્શાવી. આ માણસ સત્યનો શોધક થયો, અને પછીથી સાધુની સાથે મુસાફરીમાં ગયો, ને ત્રાતાના પ્રેમની વાત સાધુના મોંથી નમ્રભાવે સાંભળતો.

એક દહાડો સાધુ ડોલીવાળા નામે એક ગામમાં આવી પહોંચ્યો. સાધુએ લાંબી મજલ કરી હતી તેથી તદન થાકી ગયો હતો. તેને ખોરાક તથા આરામની ઘણી અગત્ય હતી. શેરીઓમાં ફરીફરીને તેણે રાતભરના આસરા માટે માગણી કરી. પણ જેવી લોકોને જાણ થાય કે સાધુ તો ખ્રીસ્તી છે કે તરતજ તેને કાઢી મૂકે. ભારે વરસાદ પડતો હતો, ટાઢ પણ ઘણીજ હતી. સાધુ થાકીને લોથ થઇ ગયો હતો, તેથી આખરે એક બારીબારણા વગરની ખંડીએર ઝુંપડીમાં આશરો લીધો. વરસાદથી બચ્યો માટે પ્રભુની ઉપકારસ્તુતિ કરી સુકામાં સુકી જગ્યાએ કામળ પાથરીને ભૂખ્યો ને ભૂખ્યો સુઇ ગયો.

થોડીજ વારમાં તે ઉંઘી ગયો ને સવાર થતાં સુધી જાગ્યો નહિ. જાગ્યો ત્યારે પોતાની પાસે કામળ પર ગુંચળું વળીને પડેલું કાંઇક જોયું.

જરા ધારીને જોતાં માલમ પડયું કે એક મોટો નાગ કામળ પર પોતાની પાસે સુનો હતો. તરતજ સાધુ તે ઝુંપડીમાંથી બહાર જતો રહ્યો, પણ પાછળથી વિચાર કરી પાછો ઝુંપડીમાં ગયો અને કામળનો એક છેડો પકડી સાપને નીચે નાખી કામળ લઇ બહાર આવતો રહ્યો. ઉંઘતો હતો ત્યારે પ્રભુએ તેની સંભાળ લીધી અને હજુ વધારે વખત સુધી તેનું કામ કરવા તેનો બચાવ કર્યો તે માટે તેણે પ્રભુનો આભાર માન્યો.

એક સુશિક્ષિત આર્યસમાજી માણસ નીચેની વાત કહે છે:—

એક દહાડો તે પહાડ પરથી ઉતરતો હતો ત્યારે તેને સાધુ પહાડ ઉપર જતાં સામે મળ્યા. સાધુની સાથે જઇ વાત કરવાની તેની ઇચ્છા હતી, પણ તેમ ન કરતાં સાધુ પોતે શું કરે છે તે જોવા સારૂ સાધુની પાછળ પાછળ ગયો. જયારે ગામ આવ્યું ત્યારે ત્યાં એક લાકડાના કટકા પર સાધુ બેઠા ને મ્હો પરનો પરસેવો લુછી નાખીને એક ખ્રીસ્તી ગીત ગાવા લાગ્યો. તરત લોક ભેગા થઇ ગયા; પણ જયારે તેમને એવી ખબર પડી કે સુંદર તો ઇસુ ખ્રીસ્તના પ્રેમ વિષે ગાય છે ત્યારે તેઓ ઘણા ગુસ્સે થયા. એક માણસે ધસી આવીને એવો તો એક કટકો સાધુને માર્યો કે તેથી સુંદર જમીન પર પડી ગયો, ને તેથી તેના ગાલ પર ને હાથ પર સખત જખમ પડયાં ને લોહી વહેવા લાગ્યું. એક પણ શબ્દ બોલ્યા વગર સાધુ ઉભો થયો અને હાથે પાટો બાંધ્યો. તેના ગાલમાંથી લોહી નીકળ્યા કરતું હતું તે વખતે તેણે પોતાના સતાવનારાઓ માટે પ્રાર્થના કરી અને ખ્રીસ્તના ક્ષમાશિળ પ્રેમ વિષે તેમને ઉપદેશ કર્યો. આ વાત લખતાં તે આર્યસમાજી જણાવે છે કે સાધુની આવી વર્તણુક જોઇને તે પોતે પણ "ધિક્કારના ખાડામાંથી નીકળીને જીવનના ઝરા પાસે આવ્યો." કૃપારામ કે જેણે સાધુને માર માર્યો હતો તે તેનો શોધ કરવા લાગ્યો, એટલા માટે કે તે પોતે સાધુના જખમી થએલ હાથે બાપ્તિસ્મા પામે, પણ સાધુ તેને મળ્યો નહિ, તેથી તેણે બાપ્તિસ્મા લીધું ને ખ્રીસ્તને છચોક કબુલ કર્યો, અને હજુ પણ તે સાધુને જોવાની અપેક્ષા રાખે છે.

---

## પ્રકરણ ૧૪.

### ઉપવાસ.

"જ્યારે તું પ્રાર્થના કરે ત્યારે......ગુપ્તમાંના તારા બાપની પ્રાર્થના કર" (માત્થી ૬; ૬).

"જ્યારે તું ઉપવાસ કરે......ત્યારે માણસોને નહિ પણ તારો બાપ જે ગુપ્તમાં છે તેને ઉપવાસી દેખાય" (માત્થી ૬; ૧૭, ૧૮).

૧૯૧૨ ના અંતમાં સાધુ સુંદરસીંગ બંગાળામાં ગયો. તેને કેનેડામાં વસતા સીખ લોકોમાં મિશનરી તરીકે કામ કરવાને માટે જવાનું નોતરૂં આપવામાં આવ્યું હતું. સાધુએ તે બાબત હા પાડી હતી. પણ તે વખતે હિંદીઓને કેનેડા જવા મંજુરી મળતી નહોતી તેથી તે વિચાર માંડી વાળ્યો.

ત્યાર પછી તે કલકત્તાથી મુંબઇ બધે રસ્તે કામ કરતો આવ્યો, અને પછી ત્યાંથી ફરી ઉત્તરમાં કામ કરતો કરતો ગયો. બાપ્તિસ્મા લીધા પછી તેને બે ભારે ઇચ્છાઓ હતી. એક તો ત્રાતાની ભૂમિ પેલેસ્ટાઇનમાં જવાની અને બીજી ઇસુની જેમ ચાળીસ દહાડા ઉપવાસ કરવાની હતી. આમ કરવાથી વધારે આત્મિક પ્રકાશ મળશે એવી આશા તે રાખતો હતો. પેલેસ્ટાઇન જવા માટે તે ૧૯૦૮ માં મુંબઇ પણ ગયો હતો, ને ત્યાં તેને માલમ પડ્યું હતું કે ત્યાં હાલ જવું બની શકે તેમ નહોતું. ચારેક વરસ પછી જ્યારે કેનેડા જવાનું પણ ન બન્યું ત્યારે તેણે એકાંતમાં જઇ પ્રાર્થના તથા ઉપવાસ કરવાનો વિચાર કર્યો. તેને એવો વિશ્વાસ હતો કે એમ કરવાથી પ્રભુ સાથે નિકટનો સંબંધ થશે અને સેવા કરવાને માટે વધારે બળ મળશે.

આ અરસામાં સુંદરને એક ડો. સ્વિફ્ટ નામના રોમન કેથોલીક દાક્તર મળ્યા. તેમની સાથે મુસાફરી કરતાં કરતાં સાધુએ ઉપવાસ વિષે ચર્ચા ચલાવી. ડો. સ્વિફ્ટે સાધુને કહ્યું હતું કે ઘણા દિવસના ઉપવાસ કરશો નહિ, નહિતો મોતજ થશે. તો પણ સાધુની મરજી તો ઉપવાસ કરવાનીજ હતી તે જોઇને ડો. સ્વિફ્ટે સાધુને કહ્યું જે તમારા

મિત્રોનાં સરનામાં આપો કે હું તેમના પર ખબર મોકલી શકું. સાધુએ તે પ્રમાણે કર્યું, અને બે જણ જુદા પડયા. હરદ્વાર અને ડેહરાડુન વચ્ચેના જંગલમાં સુંદર પોતાના પ્રભુને મળવાને એકલો ગયો.

દિવસો અને અઠવાડીઆં વહી જવા લાગ્યાં પણ સાધુની કાંઇ ખબર આવી નહિ. પેલા રોમનકેથલીક મિત્ર ડૉ. સ્વિફ્ટને એમજ લાગ્યું કે સાધુ તો મરી ગયો હશે, અને તેણે સાધુના કોઇ મિત્ર પર તાર કર્યો કે સાધુ તો મરી ગયો છે. જેમ જેમ દહાડા જવા લાગ્યા તેમ તેમ આ વાત ઘણાંને ખરી લાગવા માંડી, ને સાધુ મરી ગયો છે એવી ખબરો ન્યુસપેપરોમાં છપાવા લાગી. તેની યાદગીરીમાં દેવળમાં એક સભા ભરવામાં આવી હતી અને સીમલાના દેવળમાં તેના સ્મારકને માટે એક તખ્તી મુકવા ઉધરાણું પણ થયું હતું.

તે દરમ્યાન સાધુ જંગલમાંજ રહેતો હતો અને કાંઇ પણ ખોરાક ખાતો નહિ, તેથી નબળો ને નબળો થતો ગયો. તેને પહેલેથીજ મોતની ચેતવણી મળી હતી, તેથી તેણે ૪૦ પત્થર એકઠા કરી લીધા, અને દરરોજ એક પથ્થર તે નાખી દેતો. આખરે તે એટલો બધો અશક્ત થઇ ગયો હતો કે એક પત્થર પણ નાખી શકતો નહિ. તે હવે કશું સાંભળી કે જોઇ શકતો નહિ, અને જાણે તે સ્વપ્નાવસ્થામાં હોયની તેમ તે પડી રહેતો. આજુબાજુ શું થતું તે બધાનું ભાન હતું પણ હાલી કે ફરી શકતો નહોતો. જેમ જેમ શરીરમાં વધારે નબળાઇ આવતી ગઇ તેમ તેમ તેને લાગ્યું કે તેનો આત્મા વધારે તાજો થતો હતો. આ સ્થિતિમાં તેને એ પ્રગટ થયું કે પોતાનો સઘળો આધાર પ્રભુ પરજ છે અને તેની સાથે કેટલીએક ગુહ્ય આત્મિક બાબતો સંબંધી પ્રગટીકરણ થયું, જેથી જે સંદેહ તેના મનમાં કોઇ કોઇ વાર ઉત્પન્ન થયા હતા તે બધા જડમૂળથી જતા રહ્યા.

કેટલાક વાંસફોડાઓએ સુંદરને આ સ્થિતિમાં પડેલો જોયો. તેનાં ભગવાં વસ્ત્ર જોઇને તેને કામળામાં તેઓએ લપેટયો અને ઉચકીને રૂષિકેશ, અને પાછળથી ડેરાડુન, લઈ ગયા. ત્યાંથી એક ગાડીમાં તેને એનફીલ્ડ મોકલી દેવામાં આવ્યો. ઉપવાસ કરવાથી સુંદરના દેખાવમાં

એટલો બધો ફેર પડયો હતો કે એનફીલ્ડના ખ્રીસ્તીઓ તેને ઓળખી પણ શકયા નહિ. તેના નવા કરાર પર નામ લખેલું હતું તેથી લોકોએ જાણ્યું કે આ સુંદરસીંગ છે. ત્યાં તેના મિત્રોએ તેની માવજત કરી અને તેને સારૂં થયું. માર્ચ મહિના સુધીમાં તો તેને એટલું બધું સારૂં થયું કે ફરી તેણે મુસાફરી કરવાનું શરૂ કર્યું. સીમલા ગયો ત્યારે સાધુએ પોતાના મરણ વિષે જે વાત ચાલી હતી તે વિષે સાંભળ્યું.

સાધુની માન્યતા પ્રમાણે આ ભયંકર અનુભવથી તેને વધારે આત્મિક પ્રકાશ મળ્યો હતો. જો કે ઉપવાસ કેટલા દિવસના થયા હતા તે કહી શકાય નહિ તો પણ પોતાના જીવને જોખમે તે એ આત્મિક પ્રકાશ મેળવી શકયો હતો.

---

## પ્રકરણ ૧૫.

## બીજી મુસાફરી તથા સતાવણી.

"મારા શરીરમાં ગમે તો જીવનથી કે ગમે તો મરણથી ખ્રીસ્ત મોટો મનાશે." (ફિલ. ૧ ; ૨૦.)

ઉપવાસ પછીની માંદગીમાંથી સાજા થયા બાદ ૧૯૧૩માં ગરમીની ઋતુના છ માસ સુંદરે ટિબેટમાં ગાળ્યા, અને ત્યાંથી પાછા આવીને શિયાળો ઉત્તર હિંદમાં મુસાફરી કરવામાં કાઢ્યો. પછીના વરસની શરૂઆતમાં તે બંગાળા ગયો, ત્યાંથી દારજીલીંગ સુધી કામ કરતો કરતો તે ગયો ને સીક્કીમ દેશમાં પ્રવેશ કર્યો. ઉત્તર હિંદની સરહદ પર જે નાનાં નાનાં દેશી રાજ્યો છે તેમાંનાં મુખ્ય નેપાળ, સિક્કીમ તથા ભૂતાનનાં સંસ્થાનો છે. તે રાજ્યના લોકો ટિબેટના લોકો જેવાજ ખ્રીસ્તવિરોધી છે. ત્યાંના લોકો વહેમી અને અજ્ઞાન છે, અને તે મુલકોની અમુક હદમાં તો પારકા ધર્મનો ઉપદેશ કરવાની સખત મનાઇ છે. ૧૯૧૪માં સુંદર નેપાળમાં ગયો. તે તો જાણુતોજ હતો કે નેપાળમાં તેના પર જુલમ થશે અથવા તો મરણ પણ થાય. તેમ છતાં ધમકી તથા અટકાવને ન ગણકારતાં સાધુ ઠેકાણે ઠેકાણે ઉપદેશ કરતો ગયો. આખરે તે ઇલોમ નામના ગામડામાં આવ્યો. તે ત્યાં ગયો કે તરતજ તેને એવું કહેવામાં આવ્યું કે તારે અહીં ઉપદેશ ન કરવો, નહિ તો તને કંઇ નુકસાન થશે.

સાધુને કેદ કરવાનો હુકમ નીકળ્યો અને જ્યારે તે સુવાર્તા પ્રગટ કરતો હતો ત્યારે તેને પકડ્યો ને જ્યાં ચોરો તથા ખુનીઓને પુરેલા હતા તે કેદખાનામાં તેને પુર્યો. અહીં પણ તેને ખ્રીસ્ત વિષે બોલવાની તક મળી હતી. ખ્રીસ્ત માણસોનાં હ્રદય બદલે છે ને ભયંકર કેદખાનામાં પણ શાંતિ આપી શકે છે એવો ઉપદેશ તેણે કેદીઓને કર્યો. ઘણાઓએ તે પર વિશ્વાસ કર્યો ને સુવાર્તા સ્વીકારી તેથી સાધુના તેમજ તે કેદીઓના દુઃખના દહાડા બદલાઇ ગયા ને તે સમય તેઓને આશીર્વાદિત ને સુખી લાગ્યો.

સાધુ કેદીઓનાં મન બદલી તેમને ખ્રીસ્તી બનાવે છે એવી વાત અધિકારીઓને કાને પહોંચી તેથી સાધુને તુરંગમાંથી કાઢી ચોરે લઇ ગયા. અહિં તેનાં કપડાં ઉતારી લીધાં ને તેને જમીન પર બેસાડી તેના હાથ પગ હેડમાં પુર્યાં. આ બેવડ વળી ગએલી કઢંગી સ્થિતિમાં તેને આખો દિવસ ને આખી રાત અન્ન જળ વિના પુરી રાખ્યો. વધારામાં તો સુંદરના ખુલ્લા શરીર પર જળો મુકી હતી, કે જેઓ તેના શરીરને ચોંટી તેનું લોહી ચુસવા મંડી હતી. આની નીશાનીઓ તો હજુ પણ સાધુના શરીર પર છે. ખરેખર, સાધુ પોતા વિષે કહી શકે કે "મારા શરીરમાં પ્રભુ ઇસુનાં ચિન્હ મેં ધારણ કીધેલાં છે." આજુબાજુ ઉભેલા ટોળાબંધ લોકો તેની મસ્કરી કરતા હતા, અને તેનું દુઃખ જરા ઓછું કરવા કોઇએ પાણી સરખું પણ આપ્યું નહિ. આ બનાવ વિષે સાધુ પોતે કહે છે કે, "તે કેવી રીતે બન્યું તે હું જાણતો નથી પણ આ વેળાએ મારૂં હૃદય આનંદથી એટલું બધું ભરપૂર થયું કે ગાયા વગર તથા ઉપદેશ કર્યાં વગર હું રહી શકયો નહિ."

આખી રાત તેને ઘણું કષ્ટ થયું ને લોહી ચુસાઇ જવાથી તે નબળો ને નબળો થતો ગયો, તોપણ સવાર થઇ ત્યારે તો સાધુ જીવતો હતો. સાધુનું શાંત મોં જોઇને તેના વહેમી સતાવનારાઓને ભય લાગ્યો, ને તેમની ખાતરી થઇ કે તેઓ ન સમજી શકે તેવી કોઈ અદ્ભુત શક્તિ તે સાધુમાં છે; તેથી તેઓએ સુંદરને હેડમાંથી છુટો કર્યો. તે એટલો બધો નબળો થઇ ગયો હતો કે તે બેભાન થઇ ગયો અને થોડી વાર પછી ત્યાંથી તે લડથડીઆં ખાતો ચાલી નિકળ્યો. તે ગામમાં કેટલાક છુપા સંન્યાસી ખ્રીસ્તીઓ રહેતા હતા. તેમણે સાધુને આશરો આપ્યો, ને તેને સારૂં થયું ત્યાં સુધી આ પ્રેમાળ લોકોએ તે જખમી ભાઇની માવજત કરી.

સાધુનો ઇલોમના કેદખાનાનો અનુભવ જે તેમણે પોતે ટુંકમાં વર્ણવેલો છે તે હવે પછીના એક પ્રકરણમાં મળશે. સાધુ કહે છે કે, "અચળ મિત્ર ઇસુના સાન્નિધ્યને લીધે તે દુઃખની જગ્યામાં મને તો આનંદજ થયો હતો."

ગઢવાલ જીલ્લાના શ્રીનગર ગામમાં સાધુને એક અજબ જેવો અનુભવ થયો. સાધુ ને ખબર હતી કે આ ગામમાં ઈસુ વિષે ઉપદેશ કરવો એ બહુ જોખમ ભરેલું હતું. એક દિવસ જ્યારે તે ગામની બહાર ઉપદેશ કરતો હતો ત્યારે કેટલાએક જુવાનીઆઓએ તેને મહેણું માર્યું હતું કે ગામમાં આવો ઉપદેશ કરે તો તું ખરો. સાધુએ આ નોતરૂં સ્વીકાર્યું, અને શહેરમાં જઇ બજાર આગળ ઉપદેશ કરવા લાગ્યો. આ વેળાએ કેટલાક સાંભળનારાઓ તે ગામના મુખ્ય પંડિતને બોલાવવા દોડી ગયા એટલા માટે કે તે પંડિત સાધુની સાથે વાદવિવાદ કરશે ને તેને હરાવી શરમિંદો પાડશે.

પંડિતે આવીને સુંદરના મોંમાં પોતાની બે આગલી આંગળીઓ મુકીને લોકો આગળ બોલ્યો, "મેં આ પ્રમાણે કીધું છે તેનું કારણ એ છે જે અમે બન્ને શત્રુ નથી, પણ ભાઇઓ છીએ, કારણ કે અમે તો એકજ તારનાર પ્રભુ ઇસુને માનીએ છીએ." સઘળા લોકો આ જોઇને દંગ થઇ ગયા. અને તે વેળાએ ત્યાં કોઇ દુશ્મન રહ્યું નહિ. આ ભલા માણસની સાથે વાતચિત કરવામાં સુંદરે તે દિવસ ઘણાજ સુખમાં ગાળ્યો, અને તેણે આનંદથી એ વાત જાણી કે તે પંડિત એ અજ્ઞાન લોકો મધ્યે એવા હેતુથી રહેતો હતો કે તે બીજાઓને પ્રભુના પ્રકાશમાં લાવે.

જંગલી પ્રદેશોમાં તથા અવિવેકી લોકોમાં થઇને સાધુ ઘણી વાર પ્રવાસ કરે છે, તેથી તેને અવનવા અનુભવ થાય તે સ્વાભાવિકજ છે. એક વાર તે ભુલેરાના વનમાંથી પસાર થઇને જતો હતો ત્યારે એવો એક અનુભવ તેને થયો. આ વનમાં ચોરો અને ખુની લોકો સંતાઇ રહે છે. ચાર માણસો સાધુને મળ્યા અને તેઓમાંનો એક જણ સાધુ તરફ છરી ઉગામીને ધસ્યો. પોતે રક્ષણ કરવા અશક્ત છે, અને હવે અંત આવ્યો છે એમ ધારી સાધુએ પોતાનું માથું ધર્યું. આ જોઇને મારનારાએ આંચકો ખાધો, અને મારવાને બદલે સાધુને કહ્યું કે, "જે કંઇ તમારી પાસે હોય તે અમને આપી દે." તેઓએ તેની જડતી લીધી પણ કંઇ પૈસા મળ્યા નહિ, તેથી સાધુનો કામળો લઇ લીધો અને તેને જવા દીધો.

પોતાનો જીવ બચી ગયો, તેથી પ્રભુનો આભાર માનતો સાધુ આગળ ચાલ્યો; પણ થોડે છેટે ગયો તેટલામાં તો એક જણે તેને

પાછો બોલાવ્યો. હવે તો ખરેખરજ મોત આવ્યું છે એમ ધારી સુંદ પાછો આવ્યો. તે માણસે તેને પુછ્યું કે તું કોણ છે અને કેવો ઉપદે કરે છે? સુંદરે જવાબમાં કહ્યું કે ભાઇ, હું તો ખ્રીસ્તી છું. પછી નવ કરારમાંથી લાજરસ તથા ધનવાન માણસની વાત તેને વાંચી સંભળાવી પેલા માણસે તે વાત બહુજ ધ્યાનપૂર્વક સાંભળી. સુંદરે તેને વિચારમ પડેલો જોઇ પુછ્યું, "ભાઇ, શો વિચાર કરો છો?" ત્યારે તેણે કહ્યું "ધનવાન માણસના હાલ અંતે કેવા થયા તે સાંભળી મને ભય ઉપજ છે, અને જો તેના નાના પાપની એવી મોટી શિક્ષા થઇ, તો પછી મોટ પાપીઓનું તો શું થશે?"

આ તકનો લાભ લઈ સુંદરે તે માણસને દેવની માણસ પ્રત્યેન અપાર કૃપા વિષે કહ્યું. આ સાંભળતાં તે માણસનું હૃદય પિગળી ગયું તેણે રડતાં રડતાં પોતાનાં ઘોર પાપની બધી વાત સાધુને કરી. પછ તે સાધુને પોતાની ગુફામાં લઇ ગયો. રસોઇ તૈયાર કરી સાધુને જમવ વિનંતી કરી. બીજી થોડી વાતો કર્યાં પછી પ્રાર્થના કરી તે બન્ને જણ સુઈ ગયા. સવારે તે માણસ વહેલો ઉઠયો ને સાધુને જગાડી એ બીજી ગુફામાં લઈ ગયો જ્યાં માણસનાં હાડકાનો મોટો ઢગલો હતો તે માણસે મોટેથી રડતાં સાધુને જણાવ્યું, "આ રહ્યાં મારાં પાપ, માર જેવાને માટે કાંઇ બચવાની આશા છે?" તે માણસની આતુરતા પસ્તાવો જોઇ સાધુના મન પર ઘણી અસર થઈ, ને તેણે વધસ્તંભ પ જે ચોરનાં પાપ માફ થયાં હતાં તે વિષે તેને કહ્યું. પછી બન્ને જણે ઘુંટણીએ પડી પ્રાર્થના કરી અને તે ઘડીથી તે ચોરે ખ્રીસ્તને પોતાના તાર નાર તરીકે ગ્રહણ કર્યો, અને તે તથા સુંદર લાબ્ચા ને સાકકુમ ગયા જ્ય સુંદરે તેના સાથીને મિશનરીઓને હવાલે સોંપ્યો હતો, ને પછી ત્યાં તે બાપ્તિસ્મા પણ થયું. તે માણસના બીજા ત્રણ સાથી ચોરોએ પણ પાપી જીવન ગાળવાનું મુકી દીધું, ને પોતાનું ગુજરાન ઉદ્યોગ કરી કરવા લાગ્યા.

આમ આ ચાર મોટા પાપીઓ સાધુની મદદથી તારણ પામ્યા.

---

## પ્રકરણ ૧૬.

## ટિબેટ.

દાર્જીલિંગની ઉત્તર બાજુ પર આવેલી ચુમ્બી ખીણ ઘણી સુંદર તથા રમણીય છે. તે ખીણમાં થઇને ટિબેટમાં જવાય છે. ટિબેટ એશિયા ખંડમાં ઘણોજ ઉજ્જડ પ્રદેશ છે ને ત્યાંના લોકો મુસાફરો પ્રત્યે ઘણા અવિવેકી છે.

ટિબેટ કંઇ હરહમેશથી બંધ પ્રદેશ નથી. અઢારમા સૈકાની આખર સુધી ટિબેટના મુખ્ય શહેર લ્હાસામાં જવા માટે માત્ર કુદરતી કારણોજ નડતાં હતાં. રોમન કેથલીક પાદરીઓ લ્હાસામાં ઘણા વખત સુધી રહ્યા હતા ને તેમને ટિબેટના રાજ્યે આસરો પણ આપ્યો હતો. ઇ. સ. ૧૩૨૫થી પરદેશી લોકો ટિબેટમાં જવા લાગ્યા એવું જાણવામાં આવ્યું છે; પણ પહેલવહેલા યુરોપીઅન લોકો ૧૬૬૧ની સાલમાં લ્હાસામાં આવી રહ્યા.

બે સૈકાઓ પહેલાં યુરોપીઅન લોકો સહીસલામતીથી એશિઆ ખંડના દૂર દેશોમાં મુસાફરી કરતા હતા, તે વેળા લોકોને યુરોપીઅનોને જોતાં નવાઇ લાગતી હતી. અઢારમા સૈકાના અંતમાં ગુરખાઓએ ટિબેટ પર ચઢાઇ કરી હતી, ત્યારે ચીના લોકોની મદદથી ગુરખાઓનો લગભગ ઘાણ વળી ગયો હતો. તે વખતથી ખરૂં જોતાં ચીના લોકો ટિબેટ પર સત્તા ભોગવવા લાગ્યા; ને તેજ વખતથી પરદેશી લોકોને ટિબેટમાં ન પેસવા દેવાની રાજનીતિ શરૂ થઇ. ચીનની સત્તાની પડતી થયા પછી ટિબેટથી એલચીઓ–ધારવા મુજબ તો ધર્મ સંબંધીના— રૂશીઆ દેશમાં મોકલવામાં આવ્યા હતા, અને ત્યારથી ટિબેટ કંઈક રૂશીઆની સત્તા નીચે આવ્યું. કેટલાક આચાર્યો રૂશીઆમાં કેળવાએલા હતા. તેઓમાંનો મુખ્ય ડૉરજીએફ હતો, તે ૧૯૦૧ ના રૂસો-ટિબેટીઅન મિશનનો પ્રમુખ હતો. દલાઇ લામા મુખ્ય આચાર્યના ધાર્મિક અધિકાર અને રૂશિઆના લશ્કરી બળથી બૌધ ધર્મનું અખંડ રક્ષણ

થશે એવી ભૂલ ભરેલી માન્યતા ડૉરજીએફ વગેરેએ ઉત્પન્ન કરી હતી, અને ત્યાંના અજ્ઞાન લામાઓ એમ ધારતા હતા કે, રૂશીઆ દેશ બૌદ્ધ ધર્મ માનનારો છે.

ટિબેટ ઘણો ગૂઢ દેશ છે. તેના વિષે આપણને ઘણી ઓછી માહિતી મળી છે. ત્યાં પુરાતન કાળનો સુધારો આગળ વધતો અટકી ગએલો હોય તેમ દેખાય છે; એ દેશમાં પ્રાર્થનાના વાવટા પવનમાં ઉડાવવામાં આવે છે, અને ત્યાંના માણસો રોજ ઘણા કલાક સુધી પોતપોતાનું પ્રાર્થનાનું પૈડું ફેરવે છે. રાજ્યસત્તાનો દોર અતિશય વહેમવાળો છે. જાદુ ધંતરમંતર, આગમાં અથવા ઉકળતા તેલમાં નાખી માણસોની પરીક્ષા કરવાના રિવાજો હજી બધે જોવામાં આવે છે. આખા દેશની વસ્તી આસરે સાઠ લાખની છે.

લ્હાસામાં પોતાલા નામના એક ટેકરી ઉપર બુદ્ધનું મંદિર તથા દલાઇ લામાનું વિશાળ રહેઠાણ માટેનું અલાહીદું ઘર છે. તેની મજબુત દીવાલો, અગાશીઓ અને છજાં અને તેના ઘુમટદાર બુરૂજો ઘણાં ઉંચે સુધી પહોંચેલાં છે, ને તેને ઉપર સોનાથી તથા રત્નોથી મઢેલ છે કે જેથી તે ઝગઝગી દેખાય છે. તેની નીચે લ્હાસા કે જે ઘણું ગંદું શહેર છે તે વસેલું છે. બૌદ્ધ ધર્મ બધા જીવોને પવિત્ર માને છે, છતાં આ મંદિરમાં જેટલાં ખુનો થયાં હશે તેટલાં ભાગ્યેજ કોઇ પણ કિલ્લામાં કદી થયાં હશે.

પ્રજાને ઐકયતામાં રાખનાર માત્ર બૌદ્ધ ધર્મજ છે. કારણ કે દરેક કુટુંબને આચાર્ય થવા માટે એક છોકરો આપવો પડે છે. સેંકડો વરસ પહેલાં એક બૌદ્ધ સંતે ભવિષ્ય ભાખ્યું હતું કે એક વખત એવો આવશે કે જ્યારે ટિબેટ પર ચઢાઇ થશે, ને તે જીતી લેવાશે, અને બૌદ્ધ ધર્મ નાબુદ થશે. પરદેશીઓને માટે ટિબેટના દ્વાર બંધ છે તેનું કારણ તો આવી બીક અને ધર્માંધપણું છે; અને તે દેશમાં બીજા ધર્મનો ઉપદેશ કરનારને ગુન્હેગાર ગણી તેના પર સખત સતાવણી કરવામાં આવે છે, ને તેને બહુ ક્રૂર રીતે મારી પણ નાખવામાં આવે છે.

---

## પ્રકરણ ૧૭.

## ટિબેટમાં—૧.

"ખ્રીસ્તની સુવાર્તાને સારૂ હું...આવ્યો ને પ્રભુથી મારે માટે બારણું ઉઘડયું છે" (૨ કરીં. ૨ ; ૧૨).

......"મોટું સાર્થક બારણું......ને અટકાવનારા ઘણા છે" (૧ કરીં. ૧૬ ; ૯).

"તેઓના પગો લોહી વહેવડાવવા સારૂ ઉતાવળા છે......ને શાંતિનો માર્ગ તેઓએ જાણ્યો નથી" (રૂમી. ૩ ; ૧૫-૧૭).

સુંદર હિંદના છેક ઉત્તરના પ્રદેશમાં જન્મ્યો હતો અને ઉછર્યો હતો તેમજ હિમાલય પહાડનો જાણીતો હોવાથી તેનું મન એવા દેશો તરફ વળ્યું કે જ્યાં ખ્રીસ્ત સંબંધી પ્રકાશ પડયો નહોતો.

જ્યાં ખ્રીસ્તનું નામ કદી સાંભળવામાંજ આવ્યું નહોતું, અને ઘણી મુશ્કેલીઓ નડે અને ભય ઉત્પન્ન થાય તેવો પ્રદેશ તેણે પોતાના કાર્ય માટે પસંદ કર્યો. ખ્રીસ્તપ્રતિ તેના ભાવને આપણે જાણીએ છીએ તેથી આપણને નવાઇ લાગે નહિ. સુંદરે સુવાર્તા પ્રગટ કરવા માંડી ત્યારથીજ તેનું મન ટિબેટ તરફજ ખેંચાયું હતું. હિંદમાં એક સૈકા કરતાં વધારે વખતથી મિશનરીઓ કામ કરે છે. અને તેથી લાખો હિંદીઓએ ખ્રીસ્તનો અંગીકાર કર્યો છે, અને તેમાંનાં ઘણાં તો શાંતિદાયક સુવાર્તા પ્રગટ કરનારા પણ થયા છે. તેને લાગ્યું "હિંદમાં સુવાર્તા પ્રગટ કરનારા તો ઘણા છે" પણ ટિબેટ ને નેપાળમાં તો કોઇજ નથી, અને તેથી તેણે ત્યાં જવા મુકરર કર્યું.

યુરોપીઅન ધર્મોપદેશકોને ટિબેટમાં દાખલ થવા દેવામાં આવતા નથી, અને કોઇ હિંદીને ત્યાં જવા માટે પણ કંઇ સહેલું નથી, કારણ કે ત્યાંનાં હવાપાણી તેને માફક ન આવે એટલુંજ નહિ પણ ત્યાંનાં અણઘડ તથા ધર્માંધ લોકો સતાવણી કરે તે પણ વેઠવી પડે.

પણ પોતાના સ્વામી ખ્રીસ્તને માટે દુ:ખ સહન કરવું, એ સાધુની જીંદગીનું મુખ્ય સૂત્ર છે, તેથી જે કાંઇ દુ:ખ આવી પડે તેથી બીધા વગર સાધુ તે ધર્માંન્ધ અને અંધકારમય દેશની મુસાફરીએ નિકળ્યો.

સાધુએ ટિબેટની પોતાની મુસાફરીનો હેવાલ રાખ્યો નથી, તેથી તેને જે અનુભવો ત્યાં થયા, ને તેણે જે સંકટો વેઠયાં અને તેના પ્રયત્નોમાં જે કાંઇ સફળતા મળી તે વિષે ફક્ત ભાંગ્યું તુટયું વર્ણન આપી શકાય છે.

૧૯૦૮ માં જ્યારે સાધુ ટિબેટની મુસાફરીએ જવા નિકળ્યો ત્યારે તેની ઉમર પુરા ઓગણીસ વરસની પણ નહોતી, અને તેને ટિબેટમાં બોલાતી ભાષા પણ આવડતી નહોતી. બે મોરેવિઅન મિશનરીએ જેઓ પૂ નામના સરહદ પરના ગામમાં કામ કરતા હતા તેઓએ સાધુને મદદ આપી. આ ભલા માણસો સાથે તે એક અઠવાડીઉં રહ્યો. તે મિશનરીઓએ સાધુની સાથે કેટલેક સુધી જવા માટે ને તેને ભાષા શિખવવા માટે પોતાનો એક કામદાર આપ્યો.

ટિબેટના લોકો પરધર્મ પ્રત્યે શત્રુભાવ રાખે છે તે સિવાય ટિબેટ કે ત્યાંના લોકો વિષે સુંદર બીજું કાંઇજ જાણતો નહોતો. પણ આમ અજાણ્યો તે થોડીજ વાર રહ્યો હતો.

સુંદરને તરતજ ખબર પડી કે તેના બોધનો તિરસ્કાર થાય છે; જ્યાં જ્યાં તે ગયો ત્યાં ત્યાં લોકો અને ખાસ કરીને આચાર્યો (લામાઓ) તેની વિરૂદ્ધ થતા. આ ધર્માચાર્યો એટલા બધા ખારીલા હતા કે તેઓ સાધુનો બોધ સાંભળવા લોકો ભેગા થયા હોય ત્યાં આવે ને સખત ધમકી આપે. આમ છતાં સાધુ ટાશીગેંગ નામના એક મોટા શહેરમાં સહિસલામત આવી પહોંચ્યો. ને ત્યાંનો મુખ્ય આચાર્ય કે જે મોભાદાર માણસ હતો તે તેની પ્રત્યે માયાળુપણે વર્ત્યો. આથી સુંદરને આનંદાશ્ચર્ય થયો. આ આચાર્ય મોટી પદવી ધરાવતો હતો ને તેના તાબામાં બીજા સેંકડો આચાર્યો હતા.

તે આચાર્યે સુંદરને માયાળુપણે આવકાર આપ્યો આટલુંજ નહિ, પણ તેને ખોરાક તથા આસરો પણ આપ્યા, અને તે વેળાએ ઘણીજ સખત ટાઢ પડતી હતી તેથી આ પરોણાગત તેને સુખકારક લાગી. વળી જે લોકો તે આચાર્યના તાબામાં હતા તે બધાને તેણે સુંદરની વાતો સાંભળવા એકઠા કર્યાં, અને સુંદરે ઉપકારસ્તુતિથી ઉભરાઇ જતા હૃદયે તે લોકોને સુવાર્તા સંભળાવી.

અહીંથી સુંદર બીજે ગામ ગયો. ત્યાંનો આચાર્ય ટાશીગેંગના ર્યનો મિત્ર હતો તેથી ત્યાં પણ સુંદરને સારો આવકાર મળ્યો, lોકોએ તેનું સાંભળ્યું. આ ગામ મુકયા પછી સુંદર બીજાં કેટલાંક તથા ગામડાંમાં ફર્યો, જ્યાં અગાઉ અનુભવેલા વિરોધ કરતાં પણ વિરોધ દર્શાવવામાં આવ્યો હતો. તેને વારંવાર ધમકી આપવામાં l કે, આ દેશમાંથી ચાલ્યો જા, નહિતો તારે માથે કંઇ જોખમ પડશે. પણ આવી ધમકીથી સાધુ બીહે તેવો નહોતો, ને તેણે કામ ઘણી મુસ્કેલીઓ છતાં ચાલુજ રાખ્યું.

આ પ્રમાણે સુંદરે તે ધર્માન્ધ તથા ઝનુની લોકો મધ્યે કામ ચલાવ્યું. મ કરવામાં તેને ઘણાં સંકટો સહન કરવાં પડયાં હતાં; પણ જો કજ આત્માને પોતાના તારનારની પાસે લાવે તો સુંદરને મન ગી તથા નિંદા કાંઇજ વિસાતનાં નહોતાં. લંકાનો એક મિત્ર કે, 'ટિબેટ દેશમાં જ્યાં અખંડ બરફ રહે છે ત્યાં ઉઘાડે પગે નો સાધુનો ઠરાવ તે તેના ખ્રીસ્ત પાસે માણસોને લાવવાનો દઢ j મોટું પ્રમાણ છે.'

## પ્રકરણ ૧૮.

### સુંદર ટિબેટમાં—૨.

'કેમકે ખ્રીસ્તના કામને સારૂ તે મરણની નજીક આવી ગયો...ને પોતાનો જીવ જોખમમાં નાખ્યો' (ફિલિ. ૨ ; ૩૦).

'હું તો એકલો બંધાવાને નહિ, પણ પ્રભુ ઇસુના નામને સારૂ...મરવાને પણ તૈયાર છું, (પ્રે. કૃ. ૨૧ ; ૧૩).

આ ખ્રીસ્તવિરોધી દેશમાં આગળ જતાં પોતાની સતાવણી થશે એમ જાણવા છતાં તે ખ્રીસ્તની વાતો વધારે ફેલાવવાનું કામ દઢ નિશ્ચયથી કરતો રહ્યો. રાસાર નામના ગામમાં તેને ખ્રીસ્તની સુવાર્તા પ્રગટ કરવા માટે કેદ કરવામાં આવ્યો ને ત્યાંના બૌદ્ધ ધર્મના આચાર્ય(લામા)ની સમક્ષ તેને ઉભો કરવામાં આવ્યો. તે ગુન્હેગાર ઠેરવાયો અને મોતની સજાની જગ્યાએ ઘાતકી માણસોના ટોળાં મધ્યે તે લવાયો. તે દેશમાં મોતની સજા કરવાની બે સામાન્ય રીતો છે. એક તો તે દેશના મોટા ઘેટાના લીલા ચામડામાં માણસને સીવી લે, અને તેને તડકે મુકે છે જ્યાં અતિશય વેદનામાં મોત નિપજે છે. અને બીજી રીત તો એવી છે કે એક સુકા કુવાના ઉંડાણમાં માણસને નાખે ને તેનું ઢાંકણું બરાબર બંધ કરી દે. સુંદર માટે આ બીજો પ્રકાર પસંદ કર્યો હતો.

તે જગ્યાએ પહોંચ્યા એટલે તેનાં કપડાં કાઢી નાખ્યાં ને તેને ઘણા જોસભેર તે કુવારૂપી અંધકારમય અસ્થિગૃહમાં ફેંકી દીધો કે જેથી તેના જમણા હાથને ઇજા થઇ હતી. તેની આગળ પહેલાં ઘણા માણસો તેજ કુવામાં નંખાયાં હતાં. ત્યાં મનુષ્યોનાં હાડકાં તથા સડી જતા માંસના ઢગલા પર તે પડયો. આ કરતાં બીજું કોઇ પણ જાતનું મોત વધારે પસંદ કરવા જેવું છે તેમ તેને લાગ્યું. જ્યાં જ્યાં તેણે હાથ મેલ્યો ત્યાં ત્યાં તેના હાથમાં સડતું માંસ આવ્યું અને ત્યાંની ગંદી હવાથી તેને ઝેર ચઢી ગયું હોય એમ લાગ્યું. તે ત્રાતાના શબ્દોમાંજ બોલી ઉઠયો કે, "હે મારા દેવ, તેં શા માટે મને તજી દીધો છે ?"

દિવસ વ્યતીત થયો ને રાત્રી આવી પણ તેથી આ અંધકારમય જગ્યાના અંધકારમાં કાંઇજ ફેરફાર થયો નહિ, અને તેને ઉંઘ ન આવવાથી

આરામ પણ મળી શકયો નહિ. જ્યાં ખાવાનું તથા પાણી પણ શકે નહિ તેથી સુંદરને કલાક તો દિવસ જેવડો લાગવા માંડયો, ને એમ લાગ્યું કે હવે અંત આવી લાગ્યો છે. ત્રીજે દિવસે રાતના ! તે પ્રાર્થના કરીને રડતો હતો ત્યારે તેણે કુવાને મથાળે કંઇ અવાજ જ્યો. કોઇ તે ભયંકર કેદખાનાનું બારણું ઉઘાડતું હોય તેમ લાગ્યું, તેણે ચાવીના ફરવાનો તથા લોઢાના જે અટકણા મુકેલા હતા તેના ાનો અવાજ સાંભળ્યો. પછી ઉપરથી અવાજ આવ્યો, "જે નાંખુ છું તે પકડ." જેવું દોરડું તેની પાસે આવ્યું તેવુંજ તેણે તે ના પૂરા બળથી પકડી લીધું અને તે ધીમે ધીમે ઉપર ખેંચાયો ને રે તે ભયંકર સ્થળ મુકી બહાર ખુલ્લી હવામાં આવ્યો.

કુવાને મથાળે તે આવી ગયો કે તરત દરવાજો બંધ કરવામાં આવ્યો ણું પણ વાસી દીધું. પરંતુ જ્યારે તેણે પોતાનો છુટકો કરનારને આમતેમ નજર કરી તો કોઇ મળેજ નહિ ; વળી તેના હાથનું દરદ રહ્યું હતું અને તાજી હવાથી તેનામાં નવું જીવન આવ્યું હતું. પ્રભુએ ા કર્યો માટે સાધુએ તેની ઉપકારસ્તુતિ કરી અને સવાર થઇ ત્યારે પાછો ગામમાં ગયો ને ત્યાંની ધર્મશાળામાં આરામ લીધો. જરા શક્તિ । એટલે પાછો તે ઉપદેશ કરવા લાગ્યો, આથી તે ગામમાં ઘણીજ ાળ થવા લાગી. આ ખબર તરતજ પેલા ધર્માચાર્યને પહોંચી ગઇ.

ફરી સાધુને કેદ કરી આચાર્ય સમક્ષ લાવ્યા. અહીં તેને ન્યું તે વિષે પુછવામાં આવ્યું ત્યારે તેણે પોતાના છુટકાની વાત સ્તર કહી સંભળાવી. આચાર્યને ઘણોજ ગુસ્સો આવ્યો કે કોઇએ ાની ચાવી લઇ તેને બચાવ્યો હશે પણ જ્યારે ચાવીની શોધ માં આવી ત્યારે તો પોતાનાજ કમરબંધમાં ચાવી ટીંગાતી હતી જણાયું. આથી તો તે ઘણોજ ગભરાયો અને સુંદરને ફરમાવ્યું કે બને તેમ આ ગામથી ઘણે વેગળે જતો રહે. કારણ કે તેને એવી લાગી હતી કે રખે તેનો બળવાન દેવ મારી ઉપર કે મારા લોક કાંઇ અનર્થ લાવે. આવી રીતે પ્રભુએ સુંદરને ઘણા ભયાનક થી બચાવ્યો ને ફરીથી સુંદરે પ્રભુનો આભાર માન્યો.

---

## પ્રકરણ ૧૯.

## ટિબેટના બીજા અનુભવો.

"એ માટે અબળતામાં, નિંદામાં, સંકટમાં, સતાવણીમાં, ખેદમાં ખ્રીસ્તને લીધે સંતુષ્ટ રહું છું; કેમકે જ્યારે હું અબળ છું ત્યારે હું બળવાન છું" (૨ કરીં. ૧૨; ૧૦).

ડૉ. ફોસડીક પોતાની "ઇસુ ખ્રીસ્તનું પૂર્ણ મનુષ્યત્વ" નામની ચોપડીમાં લખે છે કે:—

"ઈસુએ પોતાના શત્રુઓ તરફ વેરની લાગણીઓ ધરાવી નહિ પણ ત્રાતાને જેમ છાજે છે તેમ તેઓને માટે પ્રાર્થના કરે છે, આશીર્વાદ દે છે ને આત્મભોગથી તેઓનું ભલું ઇચ્છે છે."

ટિબેટમાં તથા બીજા વિરોધી રાજ્યોમાંના લોકોમાં કામ કરતી વખતે દુ:ખ સહેવામાં સાધુ સુંદરસીંગના મનનું વળણ પણ આવુંજ છે. પોતાના ભાષણોમાં તે કોઇ કોઇ વાર પોતાના અનુભવોની વાતો કરે છે. 'જે પોતાનો જીવ ખોયે છે તે જીવ મેળવે છે' એ સૂત્ર ઉપર ઉપદેશ કરતાં તેણે નીચે લખેલી વાત કહી હતી. એક વખત ઘણા ઠંડા દિવસે જ્યારે બરફ પડતો હતો ત્યારે તેણે ટિબેટના કેટલાક પહાડોમાં મુસાફરી કરી. તે અને તેનો એક ટિબેટી સાથી બંને જણા ટાઢથી એટલા બધા ઠરી ગયા હતા કે તેઓ ધારેલે ઠેકાણે જીવતા પહોંચશે કે કેમ તેની પણ શંકા હતી. તેઓએ એક ખીણના કરાડા પર એક માણસ પડેલો દીઠો જે મરી ગયો હોય એમ દેખાતું હતું. સુંદરે તેને જોયો અને સહીસલામતીવાળી જગ્યાએ તેને લઇ જવાનો વિચાર કર્યો. પણ પેલા ટિબેટી સાથીએ તો સાફ ના પાડી અને કહ્યું કે જો આપણેજ જીવતા પહોંચીએ તો બસ છે અને પોતે તો ચાલવા લાગ્યો. સાધુએ મુશ્કેલીથી તે પડેલા માણસને પોતાના વાંસા પર ઉંચકી લીધો અને તે ભારે બોજ સાથે લથડીઆં ખાતો આગળ ચાલવા લાગ્યો. આ મહેનતથી તેનું શરીર ગરમ થયું અને તે ગરમી તેના ખભા પરથી પેલા બેભાન શરીરને પણ પહોંચી. તે થોડેક છેટે ગયો ત્યાં તેણે પોતાના ટિબેટી સાથીને જોયો—

સ્તા પર મરેલો પડયો હતો. છેવટે સુંદર એક ગામડામાં આવી યો તે દરમ્યાન પેલા માણસને પણ શુદ્ધિ આવી ગઇ હતી. તે જણ મોતની જાળમાંથી બચી ગયા હતા તે માટે તેમણે પ્રભુની ારસ્તુતિ કરી. આ વેળા સાધુ બોલ્યો, "જે કોઇ પોતાનો જીવ વવા ચાહે, તે તેને ખોશે; અને જે કોઇ મારે લીધે પોતાનો જીવ ો, તે તેને બચાવશે" (માર્ક ૮; ૩૫).

એક બીજી વાર સાધુ ખડકો ઉપર ચઢતો હતો તે વેળા તેણે એક માં એક સાધુને પ્રાર્થના કરતો જોયો. તેને ઉંઘ આવી ન જાય તેણે પોતાના વાળને તે ગુફાની છત સાથે બાંધ્યા હતા અને તે કના કલાક સુધી ધ્યાન ધરવાનો ને બંદગી કરવાનો આંખો મિચીને સ કરતો હતો. સુંદર તે ગુફામાં ગયો ને તે સાધુને પુછ્યું ા માટે તે આમ દેહકષ્ટ કરતો હતો. બીજાઓની માફક આ સે પોતાની જીંદગીનો મોટો ભાગ તો સંસારી કામકાજોમાં ો હતો, પણ તેના મનમાં એવી ધાસ્તી ઉત્પન્ન થઇ હતી કે પરલોકમાં કોઇ ભારે દુ:ખ થશે. આથી આખરે તેણે દુનીઆ તજી ને તે ત સ્થળે એવી આશાથી આવ્યો કે ધ્યાન ધરવાથી અને ભકિતથી શાંતિ વળશે. તેણે કબુલ કર્યું કે તેના આત્માને કાંઇજ વિસામો ા નહોતો. સુંદરે પોતાનો નવો કરાર ખોલ્યો અને આ શબ્દો ા "મારી પાસે આવો ને હું તમને વિસામો આપીશ."

સુંદરે પ્રભુ ઇસુ ખ્રીસ્તના સત્ય માર્ગ વિષે તેને સમજાવવા માંડયું. ત્જાયબી પમાડનાર વાતોને પેલો સાધુ એકાગ્રતાથી સાંભળવા લાગ્યો અને આખરે બુમ પાડી ઉઠયો કે, "હવે મારા જીવને વિસામો ા, હું તેનો શિષ્ય થઇશ, તેની પાસે મને લઇ જાઓ." તેણે સાધુને જ બાપ્તિસ્મા આપવા માટે વિનંતી કરી પણ તેને સમજાવીને પાસેના મિશનમાં તેને લઇ ગયો ને ત્યાં વધારે શિક્ષણ માટે નરીઓને સોંપ્યો.

સાધુ એક બીજા સ્થળ વિષે પણ કહે છે કે જ્યાં પ્રથમ તો તેની પ્રત્યે ઘણો વિરોધ દર્શાવવામાં આવ્યો હતો, પણ પાછળથી એક :માતથી ત્યાંના લોકો તેના મિત્રો બની ગયા. તે એક પહાડ પર

ચઢતો હતો જ્યાં ચઢવાનું ઉંચું અને ઘણું અઘરૂં હતું. ત્યાંથી તે લપસી ગયો અને પડયો. તે પડયો તે ઠેકાણે એક મોટો પત્થર હતો તે છુટો પડીને નીચે ધસી પડયો. આ વેળાએ નીચે એક મોટો નાગ બેઠો હતો તેના પર તે મોટો પત્થર પડયો ને તેથી તે નાગ ત્યાં ને ત્યાંજ મરી ગયો. એક છોકરો જે તે વેળાએ ઢોર ચારતો હતો તેણે આ બનાવ જોયો ને તે સાધુ પાસે દોડી આવ્યો ને તેને જણાવ્યું કે તે નાગ તો ઘણોજ ખરાબ હતો ને તેણે તે ગામમાં ઘણાંના પ્રાણ લીધા હતા. લોકો તેનાથી એટલા બધા બીતા હતા કે તે રસ્તેથી પણ જાય નહિ. આ વાત તે છોકરાએ ગામમાં જઇને કરી, ને તેથી ગામના લોકોને ઘણીજ અસર થઇ અને તેઓ એટલા બધા આભારી થઇ ગયા કે તેઓ સાધુનું સન્માન કરીને તેને ગામમાં લાવ્યા અને પછી તે ગામમાં ઇસુના પ્રેમની વાતો કહેવાની તેને ઉત્તમ તક મળી.

## લોહીથી ખરડાયલા પગો.

પહાડી રસ્તાઓ ખરાબ હોવાને લીધે સુંદરના પગ ચિરાઇ ગયા હતા તેથી તે પાટો બાંધવા બેઠો. એક માણસ તે રસ્તેથી જતો હતો તેણે સુંદરને જોઇને તેની ખબર પુછી. તેઓ વાતચિતમાં પડયા ને તેથી પેલા માણસને ખબર પડી કે સુંદર, કેવી રીતે દરરોજ પોતાના ત્રાતા કે કે જેના પગ કેલવરીની ટેકરી પર લોહીથી ખરડાયા હતા, તેની સુવાર્તા પ્રગટ કરવામાં કેટલું સહેતો હતો ને દરરોજ કેટલી લાંબી મજલ કાપતો હતો. તે બે માણસોએ કેટલીક વાર મિત્રભાવથી વાતચિત કરી; કારણ કે સુંદરને તો તરતજ જણાયું હતું કે તે માણસ જેનું નામ તુળસી હતું તો મુક્તિના માર્ગનો આગ્રહી શોધક હતો. પણ આ સત્યની શોધમાં તેને ઘણી ગુંચવણ લાગતી હતી તેથી સુંદરે તેના સંદેહો દૂર કરવા પ્રયાસ કર્યો. પછી તુળસી બોલ્યો, "તમારા લોહીથી ખરડાયલા પગ જોઇને મને લાગ્યું કે તમે પોતાના દેહની દરકાર કર્યા વગર ખ્રીસ્તસેવામાં સુખ માની શકો છો, તેમાં કંઇ મહત્ત્વ સમાયલું છે." અને સુંદરને પોતાને ઘેર એક અઠવાડીયું રહી શિક્ષણ આપવા માટે આગ્રહ કીધો.

તુળસીએ સુંદરને એક આચાર્ય (લામા) જે ખ્રીસ્તી ધર્મ પ્રત્યે ભાવ રાખતો હતો અને પોતાનો મિત્ર હતો તેની તરફ મોકલ્યો. જ્યારે સાધુ ત્યાંથી પાછો આવ્યો ત્યારે તુળસી તેને ઘણો ઉલ્લાસી તથા સુખી દેખાયો. કારણ કે ખ્રીસ્ત તેને મળ્યો હતો ને હવે બાપ્તિસ્મા સિવાય બીજા કશાથી તેને શાંતિ વળવાની ન હતી. તેના બધા વ્હેમ દૂર થઇ ગયા હતા. તેથી તુળસી તથા તેના આખા કુટુંબે વિનંતી કરી કે તેઓ બાપ્તિસ્મા પામે. સુંદરે ત્યાંથી જતા પહેલાં તે ઘરના નવ માણસોને બાપ્તિસ્મા આપી આનંદ મેળવ્યો હતો. તુળસી તે પ્રાંતના આચાર્યનો મુખ્ય કારભારી હતો તેથી તેને ખ્રીસ્ત માટે સહેવું પડયું નહિ, પણ તેને સખત તાકીદ મળી હતી કે તેણે બીજાઓને નવો ધર્મ શિખવવા માટે પ્રયત્ન કરવો નહિ, તેમજ એ ધર્મનો પ્રચાર થાય તેવું કાંઈ પણ કરવું નહિ.

જેમ કેવળ આત્મિક જીવન ગાળનારાઓને એકલવાસ થાય છે તેમ ઘણી વાર સાધુને પણ થાય છે. આત્માના મોટા ઉછાળા પછી શિથિળતા આવી જાય છે. સાધારણ મિશનરીઓને તથા પાદરીઓને તો કામ બદલવાથી કંઇક આરામ મળે, પણ સાધુને તો તેમ નથી. તેના કામનું બદલાણ થતું નથી, ફક્ત તેના સ્થળોનું બદલાણ થાય છે. તે આખો દિવસ મંડળીઓમાં, ખ્રીસ્તી સમાજમાં તેમજ વિધર્મીઓમાં આત્માઓની શોધ કરે છે, ને જરા પણ વિસામો લેતો નથી. ત્રાવણકોરના એક મિશનરી કહે છે કે, "તે દેવની સમીપ રહે છે તેથીજ આટલો બધો શ્રમ ઉઠાવી શકે છે." અને આવો સખત પરિશ્રમ તે નિરંતર કરી શકે છે તેનો ખરો ખુલાસો આજ છે. તે કદી અધીરો થતો નથી, તેને શોધનારાંઓને મળતાં તે કદી થાકતો નથી; હરહમેશ તે ઉપકાર કરવા તત્પર અને રાતદિવસ પોતાને માથે આવી પડતાં કામો કરવાને તૈયાર એવો જાણે તે ખરેખરો પ્રભુ ઇસુના જેવોજ દેખાય છે. તો પોતાના ગુરૂના આત્માનો ભાગીદાર હોઇને પોતાના ગુરૂના એકલવાસનો પણ ભાગીદાર છે. આવા પ્રસંગ વિષે વાત કરતાં તે એક વખત જ્યારે ઘણોજ થાકેલો તથા ભુખ્યો હતો ને તેના પગ સુજી ગયા હતા તે વિષે કહે છે કે તે ઘણોજ નિરાશ થઇ લથડીઆં ખાતો રસ્તો

કાપતો હતો, ત્યાં એક માણસ તેને મળ્યો જેની સાથેની વાતચિતમાં તેને પોતાનું દુ:ખ વિસરાઇ ગયું. એક ગામડું આવ્યું ત્યાં સુધી તેઓ સાથે સાથે ચાલ્યા જતા હતા તેટલામાં તો તેનો સાથી એકાએક અદૃશ્ય થઇ ગયો ને ફરી પણ સાધુ એકલો પડયો ને ઘણો અજાયબ થયો. તે આ વિષે કાંઇ ખુલાસો કરી શકતો નથી પણ આટલુંજ કહે છે, "હવે મને સમજાય છે કે મારી નિર્બળ અવસ્થામાં મને મદદ આપવા પ્રભુએ પોતાનો એક દૂત મોકલ્યો હતો."

---

## પ્રકરણ ૨૦.

## ધર્મને માટે મરણ સહેનાર.

"ધર્મને માટે મરનારનું લોહી તે મંડળીનું બીજ છે."

"એથી આપણે પ્રેમને જાણ્યો છે, કાંજે તેણે પોતાનો પ્રાણ આપણી વતી આપ્યો; એમજ આપણે ભાઇઓને સારૂ આપણાં પ્રાણો આપવા જોઇએ." (૧ યોહા. ૩ ; ૧૬).

જે મહાન પુરૂષો અગાઉ સ્વર્ગના વિકટ માર્ગ પર ચઢી ગયા છે તેમને અનુસરનારાઓમાંનો સુંદર છે. તેના ટિબેટના પ્રવાસમાં તેણે કેટલાક ખ્રીસ્તી ધર્મોપદેશકો કે જેઓએ તે દેશમાં સુવાર્તા પ્રગટ કરવા માટે મોત સુધી સહ્યું હતું તેઓના કેટલાએક દાખલા સુંદરને મળ્યા હતા. આશ્ચર્યકારક બિના તો એ હતી કે પહેલો ઉપદેશક જે તે દેશમાં ગયો હતો તે સુંદરના જીલ્લાનો એટલે પતીઆળાનો હતો. કરતારસીંગ જાતનો સીખ હતો અને તે એક ધનવાન જમીનદારનો પુત્ર હતો. તે કુટુંબમાં નામ ચાલુ રાખવા માટે બીજો છોકરો નહોતો તેથી બધો આધાર કરતાર પરજ હતો. જેમ સુંદર તેમજ તે પણ સુખચેનમાં ઉછર્યો હતો અને તેને સારામાં સારી કેળવણી આપવામાં આવી હતી. તેના બાપની ઉચ્ચ અભિલાષાઓ પરિપૂર્ણ થાય તેટલા માટે તેને કંઇ પણ શિખવવાનું બાકી રાખ્યું નહોતું. જો કે ધર્મ સંબંધી તેને કાંઇ પણ શિખવવામાં આવ્યું નહોતું છતાં તેના મનમાં ધર્મની વાતો જાણવાની જીજ્ઞાસા ઉત્પન્ન થઇ, પણ તેનું સંસારી જ્ઞાન આ બાબતમાં તેને સંતોષ આપી શક્યું નહિ. તેણે ખ્રીસ્તી ધર્મ વિષે સાંભળ્યું અને ધીમે ધીમે તે આ ધર્મનાં સિદ્ધાંતો અને સત્યતા વિષે શીખતો ગયો અને છેવટે તેના મનમાં ખ્રીસ્તી ધર્મ વિષે સંપૂર્ણ ખાતરી થઇ ગઇ. જેમ જેમ તે વધારે શીખ્યો તેમ તેમ તેને લાગ્યું કે તેના પોતાના આત્માની અભિલાષાઓ પરિપૂર્ણ કરે તેવો આ એકજ ધર્મ હતો અને આખરે તેને એવું ભાન થયું કે તેને માટે માત્ર એકજ માર્ગ છે અને તે તો 'ખ્રીસ્તનો સીધો અને સાંકડો માર્ગ.'

કરતારે પોતાને ખ્રીસ્તી તરીકે પ્રસિદ્ધ કર્યો કે જેથી તેના કુટુંબીઓ દંગ થઇ ગયા. તેને આ નિશ્ચયથી પાછો લાવવાને ઘણા ઘણા પ્રયત્નો કરવામાં આવ્યા હતા. જ્યારે તેથી કાંઈ વળ્યું નહિ ત્યારે તેના બાપે તેની પાસે એક સુંદર છોકરીને મોકલી કે જે ભવિષ્યમાં તેની પત્ની થવાની હતી. આ નાજુક છોકરીએ આંસુ પાડીને તેને રડતાં રડતાં વિનવ્યો અને તે જો ખ્રીસ્તી થાય તો તેણીનું ભવિષ્ય કેવું ભયંકર થશે તે વિષે જણાવ્યું. તેણીનું દુ:ખ જોતાં તો તેનું હૃદય પીગળ્યું પણ આ પરીક્ષણમાં પ્રભુએ તેને સહાય કરી અને તેણે તે છોકરીને ઘણીજ મમતાથી કહ્યું કે તેનું એકનું એક હૃદય ખ્રીસ્તને અપાઇ ચુકયું હતું અને હવે તે કશું કરી શકતો નહોતો.

થોડા વખત પછી કરતારને બાપના ઘેરથી કાઢી મુકવામાં આવ્યો. ખોરાક તથા જોઇતાં કપડાં મેળવવા માટે તે સાધારણ મજુર તરીકે કામ કરવા લાગ્યો અને પોતા પર આવી પડેલ મુશ્કેલીથી નિરાશ ન થતાં આ કુમળા દેહનો છોકરો પોતાના બાપના નોકરો પણ ન કરે એવું હલકું કામ કરવા લાગ્યો. તો પણ થોડાજ વખતમાં તેણે સુવાર્તા પ્રગટ કરવાનું કામ પોતાનાજ દેશમાં શરૂ કર્યું, અને પતીઆળા રાજ્યનાં શહેરો તથા ગામડાંઓમાં સુવાર્તા પ્રગટ કરતો તે ફરવા લાગ્યો. અહીંની મુશ્કેલીઓનો તેનો અનુભવ ભવિષ્યમાં વેઠવાની મુશ્કેલીઓ માટે જાણે તેને તૈયાર કરતો હોય! પંજાબમાં કેટલેક ઠેકાણે સુવાર્તા પ્રગટ કર્યા પછી તે ટિબેટ અને હિંદ વચ્ચે જે પહાડો છે તે તરફ વળ્યો ને કેટલાંક અઠવાડીઆંની ત્રાસદાયક ને વિકટ મુસાફરી કર્યા પછી તે પોતાની પસંદ કરેલ ભૂમીમાં આવી પહોંચ્યો.

ટિબેટના લોકો બૌદ્ધ ધર્મને એટલી બધી ચુસ્તતાથી માને છે કે ત્યાં ખ્રીસ્તનું નામ કોઇ પ્રગટ કરે તો પણ તે લોકોમાં ધિક્કાર તથા શત્રુતાની લાગણીઓ ઉશ્કેરાઇ જતી. કરતાર પ્રત્યે કંઇ પણ માયાળુપણું બતાવવામાં આવ્યું હોય એવી નોંધ નથી, તેમજ તેનો સંદેશો માન્ય કરવામાં આવ્યો હોય તેવું પણ કાંઇજ નથી ; તો પણ પાછા ફરવાનો વિચાર તેના મનમાં આવ્યો હોય એમ દેખાતું નથી. આ લોકો ખ્રીસ્ત રહિત હતા ને તેમને ખ્રીસ્તની ઘણી જરૂર હતી અને ખ્રીસ્તે પોતાનો પ્રાણ તેઓના

તારણને સારૂ આપ્યો હતો માટે કરતાર પણ પોતાની સતાવણી કરનારાઓની આગળ તેના ત્રાતા પ્રત્યેના પ્રેમની સાક્ષી પુરવા માટે તેનો પોતાનો પ્રાણ પણ આપવા તૈયાર હતો. જો કે આ યુવકને જોઇને તથા તેનો આગ્રહી બોધ સાંભળીને કેટલાંક અંતઃકરણો પીગળ્યાં હતાં પણ તેનો પક્ષ કરવાની કોઇની હિંમત નહોતી. તેના પરિશ્રમનું ફળ તેના મરણ બાદ જણાયું.

આપણા ત્રાતાને જેવો અનુભવ થયો હતો તેવો કરતારને પણ થયો. તેને દેશમાંથી કાઢી મુકવા ઘણા પ્રયત્નો કર્યાં હતા છતાં જ્યારે તે ન ગયો અને સુવાર્તા પ્રગટ કરવાનું ચાલુજ રાખ્યું ત્યારે તેને ટસીંગમના ધર્માચાર્ય (લામા) સમક્ષ લાવવામાં આવ્યો. તેના પર તે દેશમાં ગેરકાયદેસર પ્રવેશ કરી પરધર્મનો બોધ કરવાનું તહોમત મુકાયું. જેમ તે અગાઉથી ધારતો હતો તેવોજ અંત આવ્યો, અને આ બારીક પ્રસંગમાં હિમ્મત હાર્યા વગર તે પ્રભુ પર એવો વિશ્વાસ રાખતો હતો કે તેને પોતાના વિશ્વાસની સાક્ષી આપવા જે બળ તથા હિમ્મતની જરૂર પડે તે પ્રભુ આપશેજ. સુંદરે પાછળથી સાંભળ્યું હતું કે કરતારસીંગ પોતાની સજા સાંભળી જરા પણ બીધો નહિ પણ હિમ્મતથી તે ન્યાયાસન આગળથી ચાલી નિકળ્યો ને પોતાના મરણની જગ્યા આગળ આવ્યો. ત્યાં માર્ગમાં એકઠા થએલા લોકોને તે પોતાનો સુવાર્તાનો છેવટનો સંદેશો કહેતો ગયો અને ખ્રીસ્તદ્વારા તારણ પ્રાપ્ત કરવાની અગત્ય વિષે પણ તે લોકોને કહ્યું. આ સંદેશો સાંભળનાર આટલા બધામાં એક જણ હતો કે જેને માટે તે સંદેશો સફળ થયો અને તે દ્વારા ખ્રીસ્તની પાસે આવ્યો.

મોતની જગ્યાએ આવ્યો ત્યારે કરતારનાં કપડાં કાઢી નાખ્યાં ને તે દેશના મોટા ઘેટાના લીલા ચામડામાં તેને સીવી લીધો ને પછી તડકે મુકયો. તેની આસપાસ નિર્દય રીતે મશ્કરી કરનારા લોકો એકઠા થયા હતા ને તેની વેદના જોઇને હસતા હતા; જેમ જેમ લીલું ચામડું સુકાય તેમ તેમ તે નાનું થતું જાય ને કરતારનાં હાડકાં કચરાતાં તે તેઓ સાંભળતા હતા. આ રીતે મોત ધીમે ધીમે નિપજે છે. જમીન પર તેની પાસે નવો કરાર પડેલો હતો કે જે તેણે ખ્રીસ્તી ધર્મ સ્વીકાર્યો તે વેળાથી મુશ્કેલીઓમાં તેને આશા ને ધીરજ આપનાર એકજ સાધન

હતું. ત્રીજે દિવસે જ્યારે તેને લાગ્યું કે હવે અંત પાસે છે ત્યારે તેણે પોતાનો જમણો હાથ થોડી વાર માટે છુટો કરવાની વિનંતી કરી. આ લોકોએ તેમ કર્યું તે ફક્ત એ જોવા માટે કે તે શું કરે છે અને નહિ કે કંઇ દયાથી. ધીમેથી ને મુશ્કેલીથી કરતારે પોતાના નવા કરારના છેલ્લા કોરા પાના પર પોતાનો છેવટનો સંદેશો નીચે મુજબ ફારસી અક્ષરે લખ્યો.

"મેં દેવ પાસે લાખ વાર જીંદગી માગી છે.

તે એ હેતુથી કે તેટલી વાર તે તેને અર્પણ કરી શકું."

"એક હિંદુ સ્ત્રી પોતાના પતિ પરના પ્રેમને લીધે તેની બળતી ચિતામાં ચઢી બેસે છે તેના કરતાં પ્રભુ પ્રત્યેનો મારો પ્રેમ કંઇ ઉતરતો નથી."

"જે જીંદગી મેં તેને અર્પણ કરી છે તે જીંદગી તેણેજ મને આપી હતી. જો કે એ ખરૂં છે કે મારૂં બધું મેં તેને અર્પણ કર્યું છે તો પણ જે બધું તેને આપવું જોઇએ તે મેં આપ્યું નથી."

અંગ્રેજીમાં પણ તેણે લખ્યું :—

" Is this a death-bed where a Christian lies ?

Yes, but not his ; 'tis death itself that dies."

મરતી વેળા કરતારે કંઇ દુ:ખની બુમ પાડી નહિ પણ જ્યારે સાંજ પડી ત્યારે તેણે મોટે સાદે મોતમાં જે શાંતિ પ્રભુએ આપી હતી તે માટે તેની ઉપકારસ્તુતિ કરીને બોલ્યો, 'પ્રભુ ઈસુ, તું મારા આત્માનો અંગીકાર કર.' આમ બોલી તેનો આત્મા પ્રભુની હજુરમાં ચાલ્યો ગયો.

જ્યારે સુંદર પાછો આવ્યો ત્યારે તેને માલમ પડયું કે કરતારનો બાપ હજુ હયાત છે તેથી તેની શોધ કરીને તેને તે મળ્યો. તેના આ પુત્ર રત્નના મહિમાવંત મરણ વિષે તથા તેના ખ્રીસ્ત પરના પ્રેમ વિષે સુંદરે જે જે કહ્યું તે આ વૃદ્ધ માણસે ધ્યાનપૂર્વક સાંભળ્યું ને તેનું હૃદય પીગળ્યું ; અને આખરે તે બોલ્યો, "હું પણ ખ્રીસ્તને માનું છું." ત્યારે તો સુંદરને ઘણોજ આનંદ થયો.

જે લોકો કરતારના મરણ વખતે તેની આસપાસ એકઠા થયા હતા તેમાં ટર્સીંગમનો મુખ્ય કારભારી પણ હતો. તેણે તે નવો કરાર કે જેમાં

કરતારે પોતાનો છેલ્લો સંદેશો લખ્યો હતો, તે લીધો, ને પોતાને ઘેર લઇ ગયો અને તે વાંચવાનું શરૂ કર્યું. કરતારની વાતો તથા તેની વર્તણુક તો તાજેતરમાં સાંભળેલ તથા જાણેલ હોવાથી તે પુસ્તકની વાતોની ઘણી અસર થઇ અને તે વાંચવાથી તેને નવો પ્રકાશ તથા નવો આનંદ પ્રાપ્ત થયા. તેણે કેટલાક વખત સુધી પોતે માન્ય કરેલી અલૌકીક વાત વિષે વિચાર કર્યો, પણ જેમ જેમ તેનું હૃદય વધારે ને વધારે ભરપૂર થતું ગયું તેમ તેમ આ વાત તે છુપાવી શકયો નહિ, અને તેથી પોતાના અધિકારી આચાર્યને તેણે કહ્યું કે તેણે પોતાનું હૃદય તો ખ્રીસ્તને અર્પણ કર્યું હતું. તે આચાર્યે જણાવ્યું કે તેણે પણ મરવું જોઇએ. ક્રૂર રીતે તેની તપાસ થઇ, અને તેને કરતારના જેવાજ મરણની સજા કરવામાં આવી. ઘેટાના ચામડામાં સિવાઇને પડી રહેવું તે દેખીતી રીતે લોકોના મન પર છાપ પાડે અને તેથી લોકો અટકે તેટલું ક્રૂર ન લાગવાથી ધગધગાવેલા લોઢાના સળીઆ તેની વેદનામાં વધારો કરવા માટે તેના શરીરની અંદર ઘોંચવામાં આવ્યા હતા. ધીમે ધીમે મોત થાય તેથી તેઓ કંટાળી ગયા હોય તેમ તે લોકોએ તેને ચામડામાંથી બહાર કાઢયો ને તેના ઘવાયલા શરીરની ફરતું દોરડું બાંધ્યું, તેના હાથ તથા પગના નખોની નીચે લાકડાની ફાંસો મારી ને તેને ગામના મહોલ્લાઓમાં ઘસડયો.

અંતે તે મરી ગયો છે એમ ધારીને તેના શરીરને ગામ બહાર ઉકરડા ઉપર નાખી દીધું. આવી રીતે પોતાની વેરની લાગણીઓ તૃપ્ત કરીને તેના શત્રુઓ ચાલ્યા ગયા અને ઘણા વખત સુધી તે બેભાન પડી રહ્યો. ઘણોજ ધીમે ધીમે તે શુદ્ધિમાં આવ્યો અને શક્તિ પણ ધીમે ધીમે આવી ત્યારે તે લડથડીઆં ખાતો તે સ્થળેથી જતો રહ્યો. તેના આ બધા જખમો રૂઝાઇ ગયા અને તે સાજો થયો ત્યારે તો તેને જોઇને તે ગામના લોકો ઘણા બીધા. કારણ કે તેઓએ તેને મરેલો મુકયો હતો પણ આજે તે જીવતો હતો, એટલે સુધી કે આજે પણ તેને કોઇ પણ જાતની અડચણ કરવાની કોઇની હિંમત નહતી. તેનામાં અલૌકિક બળ છે એવો ભય ત્યાંના લોકોમાં પેસી ગયો હતો, તેથી તેનો પ્રાણ લેવાને તેઓએ ફરી પ્રયત્ન કર્યો નહિ. સુંદરે જ્યારે આ માણસ પાસેથી

કરતાર વિષે વાતો સાંભળી ત્યારે સાથે સાથે તે માણસ પોતે પણ ટિબેટમાં કેવી હિંમતથી અને ધૈર્યથી ખ્રીસ્તને પ્રગટ કરતો હતો તે વિષે પણ સાંભળ્યું.

આ અને આવી બીજી હકીકતો સુંદરે ટિબેટ તથા બીજા દેશોમાં જ્યાં સુવાર્તાનું જ્ઞાન પ્રકાશ્યું નહોતું ત્યાં પોતાની સુવાર્તા પ્રગટ કરવાની મુસાફરી દરમ્યાન મેળવી હતી. આ દેશોના અજ્ઞાન લોકો તરફ તેનું માયાળુ હૃદય અનંત પ્રેમ તથા દયાથી ખેંચાય છે ને તેનો ખ્રીસ્ત પરનો પ્રેમ અને તેને પ્રગટ કરવાની ઇચ્છા અતિ પ્રબળ થાય છે ને બતાવે છે કે આ તેને માટે મુકરર થયેલું કામ કરવાનું સ્થળ છે. તે કહે છે, "દેવે મારે માટે કામ કરવા મુકરર કરેલ સ્થળ આ રહ્યું. આ વિરોધી લોકોમાં કામ કરવા માટેનું તેનું તેડું મેં સ્વીકાર્યું છે. જોખમો જોઇને હું બીતો નથી. આ પ્રદેશોમાં ખ્રીસ્તને માટે મારો પ્રાણ આપીને મારે જીવનનો મુગટ મેળવવો છે."

જેઓ સુંદરને ચાહે છે, જાણે છે ને તેને માટે માન ધરાવે છે તે બધાં એવી પ્રાર્થના કરે છે કે દેવકૃપાથી સુંદર સુવાર્તાનો પ્રકાશ આવા અંધકારમય દેશોમાં પ્રગટાવી શકે. વળી આવી રીતે તેનો પ્રાણ અર્પણ કરવાની અગત્ય ન પડે ને તે વધારે ને વધારે કામ કરીને પોતાના પ્રભુની તથા આ જમાનાના લોકોની સેવા ઘણાં વરસો સુધી કરે એવી પ્રાર્થના આપણે બધાં કરીશું.

---

## પ્રકરણ ૨૧.

### સુંદરનું ગૂઢ આત્મિક જ્ઞાન.

સુંદરસીંગના જેવી એક વ્યક્તિનું જીવનચરિત્ર રસિક તથા બોધ-કારક નીવડયા વગર રહેતું નથી; કારણ કે આ જડવાદના જમાનામાં તે તો જડવાદથી કેવળ નિરાળો છે.

મિ. કે. જે. સોંડર્સ "The Adventures of the Christian Soul"—"ખ્રીસ્તી આત્માના સાહસિક અનુભવો"—નામના પુસ્તકમાં લખે છે. "દેવ પ્રત્યે પ્રેમ ધરાવનાર આત્માની આગ્રહી શોધ અને તે શોધ ફળીભૂત થયાનો દાવો તે ગૂઢ આત્મિક જ્ઞાન (mysticism) છે. ......ઈશ્વર તેને મળ્યો છે એટલે તે બીજું કશું ઇચ્છતો નથી. હૃદયમાં ખ્રીસ્ત પરનો બેહદ પ્રેમ ઉત્પન્ન થવાથી ઉચ્ચ આશયો સિદ્ધ કરવાની અભિલાષા અને આત્મિક જ્ઞાનમાં તે પ્રવેશી શકે છે."

આ પ્રમાણે સુંદર ગૂઢ આત્મિક જ્ઞાની (mystic) છે એમ કહીએ તો ચાલે, અને તે નવા કરારમાં લખેલું ખ્રીસ્તનું જીવનચરિત્ર એટલું બધું ધ્યાનપૂર્વક શીખ્યો છે અને તેનું અનુકરણ એટલી બધી અખંડ રીતે તેણે કર્યું છે કે તે હરહમેશ ખ્રીસ્તના એવા વાતાવરણમાં રહે છે કે જેવું સામાન્ય ખ્રીસ્તીઓ તો કોઇકજ વાર અનુભવે છે.

તે નિર્ધન સ્થિતિમાં હિંદ જેવા દેશમાં પર્યટન કરે છે તેથી તેને પ્રભુ બાપ પોતે બધું કરતો હરતો છે તેનો પુરેપુરો ખ્યાલ આવી શકે છે. સંસારી માણસો તો દરરોજની જરૂરીઆત પુરી પાડવામાં ઇશ્વરનો હાથ જોતા નથી, પણ સાધુ તો પોતાની ખાસ અગત્યમાં ખાસ મદદને માટે પ્રભુની ઉપકારસ્તુતિ નિત્ય કરે છે. એક વાર આત્માની મહાન વેદનાઓનો અને બીજી વાર અપાર આનંદનો તેને અનુભવ થાય છે. દિવસના સખત પરિશ્રમ કર્યાં બાદ રાત્રી તે પ્રાર્થનામાં ગાળે છે. એક બાજુ તો નાશમાં જનારા આત્માઓનો બચાવ કરવાની ઇચ્છાને લીધે તે કામ કરવામાં વિસામો લેતો નથી ત્યારે બીજી બાજુએ પોતાના તારનાર ઉપર તેનો પ્રેમ તથા ભક્તિભાવ એટલો બધો છે કે તેના મુખારવિંદ પર તે પ્રકાશે છે ને તેના હૃદયને શાંતિમય બનાવે છે.

આ આત્મિક વાતોને તે ખરી માને છે ને આ વાતોમાં તેનું મન એટલું નિમગ્ન રહે છે કે આકાશમાંથી દૂતો આવી તેની સેવા કરે તે તેને આશ્ચર્ય જેવું લાગતું નથી. તેના સમજવા પ્રમાણે જ્યારે કંઇ ખાસ મોટી અગત્ય પડે છે, અથવા કોઇ અસાધારણ બનાવ બને છે, ત્યારે પ્રભુ તેની એટલી ચિંતા કરે છે કે તે પોતાના સેવકનો બચાવ કરવા કે તેને સહાય આપવા પોતાનો હાથ લંબાવે એવો સુંદરનો વિશ્વાસ છે. જીવન તથા મરણ અને મરણ પછીની પરલોકની વાતો વિષે વિચાર કરતાં તેનું મન આકુળવ્યાકુળ થતું નથી તેમજ તે પોતાના સાંભળનારાઓને તેવી વાતો સંબંધી કાંઇ પણ ગુંચવાડામાં નાખતો નથી. પણ તેના મનમાં તે વાતો વસે છે અને તે વિષેના વિચારથી તે અપાર સંતોષ પામે છે.

ઘણીખરી જગ્યાએ તેના જતાં પહેલાંજ ત્યાંના લોકોને તેના અનુભવો વિષે ખબર પડે ત્યારે કેટલાકના મનમાં તો તેના પ્રતિ અણગમો ઉપજે છે, અને બીજાઓને એવી આશા બંધાય છે કે તે કાંઇ અદ્‌ભુત વાતો કરશે અથવા કાંઇ ચમત્કાર બતાવશે. પણ જ્યારે તેઓ તેને જુએ છે ને તેની વાતો સાંભળે છે ત્યારે તેના શાસ્ત્રના યથાર્થ ખુલાસાથી ને સરળ ઉપદેશથી બધા અજાયબ પામે છે.

તે જ્યારે પોતાના પર વીતેલ વિટંબણા વિષે અને તેમાંથી થએલ પોતાના છુટકારા વિષે સરળતાથી બ્યાન કરે છે ત્યારે તો એમજ લાગે છે કે આતો "પ્રેરિતોનાં કૃત્યો"નો જાણે બીજો ભાગ ન હોય! આવા અનુભવો વિષે બોલતાં સુંદર કહે છે કે જ્યાં બીજી કાંઇજ બચવાની આશા નહિ ત્યાં જાણે દેવેજ પોતાનો હાથ તેની તરફ રક્ષણ કરવા લંબાવ્યો ન હોય! અને ટીબેટ તથા નેપાળના દેશોમાં આટલો બધો વખત સાધુ ભયમાં તથા સતાવણીમાં કામ કરી શકયો તેનો ખરે ખુલાસો આ છે.

સાધુ પોતાનો છુટકો થાય છે ત્યારે તે વિષે શું ધારે છે તે નીચે વર્ણવેલ બનાવ પરથી દેખાઇ આવશે. એક વાર તે નેપાળ દેશના ખાંટઝી નામના ગામડામાં ઉપદેશ કરતો હતો કે જ્યાં તેના પ્રત્યે ઘણો વિરોધ દર્શાવવામાં આવતો હતો. ગામડીઆઓએ તેને એક

કામળામાં લપેટીને બાંધ્યો ને ગામ બહાર નાખી આવ્યા. આ વેળાએ એક અજાણ્યા માણસે તેનો પક્ષ કર્યો ને તેને છોડાવ્યો. વળતે દિવસે ફરી પણ તે ત્યાં ઉપદેશ કરવા લાગ્યો આથી તે ગામડીઆઓને ઘણો ગુસ્સો ચઢ્યો ને તેઓ તેને એક ઝાડ પાસે લઇ ગયા ને તે ઝાડની સાથે તેના હાથ પગ બાંધ્યા ને ચાલ્યા ગયા. દિવસ વીતી ગયો, સાંજ પડી ને તે ભુખથી બેહાલ થયો હતો. તે ઝાડ પર એક ફળ ઉંચે દેખાતું હતું તેની તરફ નજર તેણે રાખી હતી; તે એવી આશાથી કે તેને તે ફળ મળે તો કેવું સારૂં! તેવી કફોડી સ્થિતિમાં આખરે થાકથી તેને ઉંઘ આવી ગઇ. સવારે જ્યારે તે જાગ્યો ત્યારે તેણે જોયું કે તેના બંધ છોડી નાખેલા હતા ને તેની પાસે કેટલાંક ફળો પડેલાં હતાં. ત્રાતાને ખાતર દુ:ખ સહન કર્યું તે માટે તેણે પ્રભુનો ઉપકાર માન્યો અને સ્તુતિ કરતાં કરતાં ફળ ખાધાં ને પછી નવી હિંમત મળી, તેથી સુવાર્તા પ્રગટ કરવા પાછો ચાલી નિકળ્યો.

બીજી એક વેળા જ્યારે તે ટેરી નામના ગામમાં હતો ત્યારે તેને કહેવામાં આવ્યું હતું કે અમુક ગામના માણસો સુવાર્તા સાંભળવાને આતુર હતા ને તેને તે ગામ જવાના રસ્તા સંબંધી સૂચના કરવામાં આવી હતી. સૂચના મુજબ તે જંગલી તથા કીચડવાળા પ્રદેશમાં ઘણુંએ રખડ્યો પણ ક્યાંએ ગામડું દેખાયું નહિ. ઝાડી ઘીચ આવવા લાગી તેથી તેને લાગ્યું કે તે જંગલમાં ભુલો પડ્યો હતો ને હવે તેને પાછા નિકળવાનો માર્ગ નથી. એક નદી પાસે તે આવી પહોંચ્યો ત્યાં તેના મનમાં એમ આવ્યું કે જો આ નદી ને પેલે પાર જાઉં તો કદાચ માર્ગ મળશે, પણ તે નદીમાં પ્રવેશ કરતાં તો તેની ખેંચ એટલી સખત લાગી કે તેને એવું લાગ્યું કે જો આ રસ્તે જઇશ તો ડુબી મરીશ અને સામે પાર જવાશે નહિ. સાંજ થવા આવી હતી તેથી નાઉમેદ થઇને હવે શું કરવું તેનો વિચાર કરવા તે નદી કીનારે બેઠો. જંગલમાંનાં જાનવરોના અવાજો સંભળાવા લાગ્યા, અંધકાર વધવા માંડ્યો ને હવે તે ભયભીત થવા લાગ્યો કે હિંસક પ્રાણીઓ ખોરાક શોધવા નિકળી આવશે ને તેને ફાડી ખાશે.

તેણે આતુરતાથી પ્રભુની પ્રાર્થના કરી ને પછી જોયું તો સામે પાર એક માણસ ઉભો હોય તેમ દેખાયું. તેના કાન પર આ શબ્દો આવ્યા,

"હું તારી મદદે આવું છું." પછી પેલો માણસ નદીમાં કુદી પડયો ને તરીને સુંદર પાસે આવ્યો ને સુંદરને પોતાની પીઠ પર બેસાડી તરીને પાછો સામે પાર લઇ ગયો. સામે કીનારે આવ્યો ત્યાં સુંદરે આગ જોઇ, જે ઉપર પોતાના કપડા સુકવવા લાગ્યો. તે વેળાએ પેલો અજાણ્યો માણસ તો અદશ્ય થઇ ગયો. સાધુ પ્રભુની ગહન ગતીનો વિચાર કરવા લાગ્યો કે કેવી અજાયબ રીતે તેનો બચાવ થયો હતો.

હજુ પણ એક બીજો દાખલો નોંધ લેવા લાયક છે. કામ્યાન નામના એક સ્થળમાં સાધુ સુવાર્તા પ્રગટ કરતો હતો જ્યાં તેની પ્રત્યે ઘણોજ ધિક્કાર બતાવવામાં આવ્યો હતો. આખો દિવસ તેને કાંઇ ખાવાનું મળ્યું નહોતું અને તે સાંજે રાત ગાળવા માટે થાકેલો પાકેલો ને ભૂખ્યો એક રક્ષણ વગરની વેરાન જગ્યામાં આવ્યો. તે ઘણો અશક્ત અને દુ:ખી થઇ ગયો અને એક ઝાડ નીચે લાંબો થઇને સુતો એટલે તરતજ તેને ઉંઘ આવી ગઇ. આશરે મધ્યરાત્રીના સમયે તેની પાસે બે માણસ આવ્યા ને તેમણે તેને ઉઠાડયો ને કહ્યું, "લે, આ ખાવાનું ખા." તેની એવી કલ્પના થઇ કે કોઇ ગામડીઆઓને તેની દયા આવી ગઇ હશે, તેથી તેણે જે પદાર્થો તેઓ લાવ્યા હતા તે તેમનો આભાર માનીને ખાધા. જ્યારે તે તૃપ્ત થયો ત્યારે તેમની સાથે વાતો કરવા માટે ફર્યો પણ ત્યાં તો કોઇજ દેખાયું નહિ. તેઓ કેવી રીતે અદશ્ય થયા તે વિષે તે કાંઇ ખુલાસો કરી શકતો નથી, પણ ફરી તેણે આ બારીકીની વેળાએ પ્રભુએ તેને મદદ કરી હતી તે માટે તેની ઉપકારસ્તુતિ કરી.

સાધુના જેવા જીવનમાં આવા તો ઘણા દાખલા અને તે સ્વાભાવિક છે. કારણ કે તેને દેવનાં દાનો માટે ઉપકારસ્તુતિ કરવાના ઘણા ખાસ પ્રસંગો મળે છે. આવા બનાવો વિષે તેનું નિરાકરણ કરવાને બદલે તે દેવ તરફથી આવતી મદદ યા છુટકારાને આભાર સાથે સ્વીકારે છે. તે ફકત આટલુંજ કહે છે, "હું જાણું છું કે પ્રભુએ પોતાનો હાથ મને બચાવવા માટે લંબાવ્યો છે." અને ગમે તે સાધનો-દ્વારા પછી તે મનુષ્યદ્વારા યા બીજા કોઇ પણ સાધનથી હોય, જ્યારે જ્યારે તેનો છુટકારો થાય છે ત્યારે ત્યારે તે પ્રભુની ઉપકારસ્તુતિ કરે છે તે વ્યાજબી છે.

## પ્રકરણ ૨૨.

## સાધુનો વધસ્તંભ પર પ્રેમ.

"હું ખ્રીસ્તની સાથે વધસ્તંભ પર જડાયો છું, પરંતુ હું જીવું છું, તો પણ હું નહિ, પણ મારામાં ખ્રીસ્ત જીવે છે; ને હવે દેહમાં જે મારૂં જીવવું છે તે દેવના દીકરા પરના વિશ્વાસથી છે; તેણે મારા પર પ્રેમ કીધો, ને મારે સારૂ પોતાને આપ્યો" (ગલા. ૨ ; ૨૦).

"પણ એમ ન થાઓ કે, આપણ પ્રભુ ઈસુ ખ્રીસ્તના વધસ્તંભ શિવાય હું બીજા કશામાં અભિમાન કરૂં; તેથી મારા સંબંધે જગત વધસ્તંભે દીધેલું છે, ને જગત સંબંધે હું" (ગલા. ૬ ; ૧૪).

સાધુ સુંદરસીંગનાં ભાષણોનો મુખ્ય વિષય ખ્રીસ્તજ છે. ખ્રીસ્તનો વધસ્તંભ એ મધ્ય બીંદુ તરફ તે માણસોને ખેંચે છે. કારણ કે તેને ત્યાંજ શાંતિ મળી હતી અને તેથી તે છાતી ઠોકીને વધસ્તંભના મહાન પ્રતાપ વિષે બોલી શકે છે. તેના મોંમાંથી વારંવાર પોતાના અનુભવ વિષે આજ શબ્દો નીકળે છે, "હું ખાત્રીપૂર્વક કહી શકું છું કે જેઓ વધસ્તંભ ઉંચકે છે તેઓને વધસ્તંભ ત્રાતાની હજુરમાં પહોંચે તેટલા ઉંચા કરશે." એક વાર એક મિશનરી એક મુસલમાન આગળ સુવાર્તા વિષે વાત કરતો હતો ત્યારે તે મુસલમાને કહ્યું, "જો તમે જેમ મને કહ્યું તેમજ બીજાઓને પણ કહો તો હિંદવાસીઓ તમારી વાત માન્ય કરશે." આમ સાધુએ હિંદવાસીઓના હૃદયની ચાવી મેળવી છે અને તેઓના આત્માની ભુખ ખ્રીસ્ત અને વધસ્તંભની વાતથી તે ભાંગે છે. તે નવા કરારમાં ખ્રીસ્તે જેમ કર્યું તેમ વર્તે છે અને તેનું આત્મસંયમી જીવન તથા અર્પણો તેની વાતોને સિદ્ધ કરે છે, તેમજ સુવાર્તા પ્રગટ કરવામાં જે અપાર આનંદ તેને થાય છે તેવો બીજા કશાથી તેને થતો નથી. વધસ્તંભ એટલે દુઃખ, અને સાધુની ખરી અભિલાષા તો પોતાના ત્રાતાના જેવાજ થવાની છે. તેણે એક મિત્રની નોંધપોથીમાં આમ લખ્યું હતું: "ખ્રીસ્તના પ્રકાશમાં એટલો બધો આનંદ લાગે છે કે દરેક દિલગીરી આનંદદાયક થઇ પડે છે."

ત્રીવાંદ્રમમાં જ્યારે તેની પ્રશંસા કરતા માણસોનાં ટોળા તેની આસપાસ ફરી વળ્યાં હતાં ત્યારે તેનું દુઃખ માત્ર એટલુંજ હતું કે ખ્રીસ્તને ખાતર તે વેળાએ તે કંઇ દુઃખ ભોગવતો નહોતો પણ તેને બધાં સુખ-દાયક સાધનો મળ્યાં હતાં. પણ જ્યારે તેને અપરિચિત સખત ગરમીમાં એક સ્થળેથી બીજે સ્થળે મેળાવડાઓમાં ઉપદેશ કરવા માટે હોડીઓમાં, ગાડાંમાં કે રેલવેમાં જવું પડયું હતું અને વિસામો લીધા વગર સખત કામ કરવું પડયું હતું ત્યારે તો કદાચ તેનો વિચાર બદલાયો હશે! તે વિષે મિત્રો પાસે બોલતાં તેણે આટલુંજ કહ્યું, "તે તો પ્રભુની ઇચ્છા છે."

જ્યારે તેને ઇલોમના કેદખાનામાં ભુંડા માણસોની સાથે પુરવામાં આવ્યો હતો ત્યારે તેણે પોતાના નવા કરારના છેલ્લા કોરા પાના પર નીચેના શબ્દો લખ્યા હતા: "નેપાળ, તા. ૭ જુન ૧૯૧૪—ખ્રીસ્તની હાજરીથી આ કેદખાનું મને સુંદર સ્વર્ગ જેવું લાગે છે; ત્યારે સ્વર્ગમાં તો હવે પછી કેવું લાગશે!"

પાઉલ પ્રેરિત તથા સીલાસની માફક કેદખાનું તો પ્રભુની સાથે મેળાપ કરવાનું સ્થળ છે એમ તેને લાગતું હતું; તેમજ ખ્રીસ્તની સાથે નરકમાં જવાનું હોય તો તે ખ્રીસ્ત વિના સ્વર્ગમાં જવા કરતાં વધારે સારૂં લાગે તેવી તેની માન્યતા હતી.

પોતાની પાસે ખ્રીસ્ત હરહમેશ હાજર છે તે માટે સાધુની એટલી બધી ખાતરી છે કે જ્યારે નીચે વર્ણવેલ બનાવ બન્યો ત્યારે તે જરા પણ અજાયબ થયો નહિ. એક વાર જ્યારે તે ટિબેટના એક જંગલી પ્રદેશમાં થઇને મુસાફરી કરી એક ગામડા આગળ ગયો પણ ત્યાં લોકોના વિરોધને લીધે તે ગામની અંદર પ્રવેશ કરી શકયો નહિ ત્યારે તેણે એક ગુફામાં આસરો લીધો. ત્યાં થોડો વખત થયો ત્યારે તેણે કેટલાક ગામડીઆઓને પોતાની તરફ લાકડીઓ તથા પથરા લઇ આવતા જોયા ને તેને લાગ્યું કે હવે મોત આવ્યું છે, તેથી તે પ્રાર્થના કરવા લાગ્યો. તેનાથી થોડે છેટે પેલા માણસો એકાએક અટકી ગયા અને કેટલાક પગલાં પાછા હઠી અરસપરસ ધીમે ધીમે વાત કરવા લાગ્યા. પછી તેઓ જરા આગળ આવ્યા ને સાધુને પુછ્યું, "તારી પાસે ચળકતા લુગડાવાળો

આ બીજો કોણ માણસ છે, ને પેલા બીજા તારી આસપાસ છે તે બધા કોણ છે?" સાધુએ જવાબ આપ્યો, "મારી પાસે તો બીજું કોઇજ નથી." પણ પેલા માણસો સાધુની આસપાસ ઘણા પ્રકાશિત માણસોને જોઇને બીધા ને કહેવા લાગ્યા, "તારી પાસે તો ઘણા માણસો છે." પછી તે માણસોએ સાધુને પોતાની સાથે ગામમાં આવવા વિનંતી કરી અને રસ્તામાં જતાં જતાં તેણે તેઓને ખ્રીસ્તની વાતો કહી જે પેલા લોકોએ માન્ય કરી. તેથી સાધુને ખબર પડી કે દેવે પોતાના દૂતોને તેનું રક્ષણ કરવા તેમજ પેલા માણસોને સુવાર્તાનો ઉપદેશ કરવાની તેને તક મળે માટે મોકલ્યા હતા.

થોડાં વર્ષ પહેલાં સાધુએ આમ લખ્યું હતું: "મારા જેવા નાલાયકને પ્રભુએ મારી જુવાનીના દિવસોમાં તેની સેવા કરવા માટે પસંદ કર્યો છે કે જેથી મારૂં જુવાનીનું બધું બળ તેની સેવા અર્થે વાપરી શકું; તે માટે પ્રભુનો ઉપકાર માનું છું. મારા બાપ્તિસ્મા પહેલાં પણ હું પ્રભુ પાસે એજ પ્રાર્થના કરતો હતો કે મને તે પોતાનો માર્ગ બતાવે, અને તે કે જે પોતે માર્ગ તથા સત્ય તથા જીવનરૂપ છે તેજ મારા હૃદયમાં પ્રગટ થયો; અને તેણે મને સાધુ તરીકે તેની પવિત્ર વાતો પ્રગટ કરવા માટે તેડું મોકલ્યું છે. હવે જો કે મેં ભૂખ, તરસ, ટાઢ, ગરમી, કેદ, વૈર, માંદગી, સતાવણી અને બીજાં અસંખ્ય દુઃખો વેઠયાં છે, છતાં હું તેના પવિત્ર નામની સ્તુતિ કરૂં છું કે મારૂં હૃદય હરહમેશ આનંદથી ઉભરાઈ જાય છે. હું મારા દસ વરસના અનુભવ પરથી નિર્ભયપણે કહું છું કે જેઓ વધસ્તંભને ઉંચો કરશે તેઓ ઉંચા કરાશે."

આજે પણ આ પુસ્તકના લખનાર આગળ સુંદર એજ સાક્ષી આપે છે, અને તેમાં વિશેષ ઉમેરીને કહે છે કે, પ્રભુ હજુ પણ તેને થોડાં વરસ વધારે જીવતો રાખશે કે જેથી તે પોતાની જુવાની તથા પુખ્ત વયનું બધું બળ, પ્રભુની સુવાર્તા પ્રગટ કરવામાં અને જ્યાં પ્રભુ મોકલે ત્યાં જઇ દુઃખ સહેવામાં વાપરવાની તે આશા રાખે છે.

## પ્રકરણ ૨૩ અને ૨૪.

## સાધુ સુંદરસીંગ અને ગુપ્ત સંન્યાસી મંડળ.

પ્રભુએ સુંદરને ખ્રીસ્તી સાધુ થવા તેડયો તે ખરેખર તેનું અદ્ભુત પરાક્રમ છે. ખ્રીસ્તીઓ તેની ભગવી કફની જોઇને તેની વાતો સાંભળવાને આતુર થાય છે. એક સાધારણ માણસ તરીકે પણ તે પોતાના ઉપદેશથી હિંદની ખ્રીસ્તી સમાજ પર ભારે અસર કરત એમાં કંઇ સંદેહ નથી, પણ એક ખરા સાધુ તરીકે જે બોધ તે કરે છે તે વિશેષ સત્તાથી તથા પરાક્રમથી ભરપૂર થાય છે.

જ્યાં જ્યાં તે ગયો ત્યાંના ખ્રીસ્તીઓ તેની અજાયબ પમાડે તેવી નમ્રતા અને સાદાઇથી ઘણાજ વિસ્મિત થતા, અને જ્યારે તેની આસપાસ તેનું મુખારવિંદ જોવા માટે ટોળાબંધ માણસો એકઠા થતા ત્યારે તે જોઇને સુંદરને પોતાને ઘણોજ અચરત થતો હતો.

ખ્રીસ્તી સાધુ તરીકેના તેના કામનું ફળ દશ્ય રીતે તો વિધર્મીઓ મધ્યેના તેના જીવન તથા કાર્યમાં સ્પષ્ટ દેખાઇ આવે છે. તેના ભેખથી તે જે સ્થળોએ તથા લોકો પાસે જઇ શકે છે ત્યાં ભાગ્યેજ બીજું કોઇ પહોંચી શકે. તેના પર્યટણમાં વારંવાર તેને વિચિત્ર જાતના સાધુઓ સાથે મેળાપ થાય છે, અને હિંદના ઘણાજ ધર્મપરાયણ લોકોમાં ખ્રીસ્તી ધર્મ પ્રત્યે ભાવ રાખનારી એક ગુપ્ત સંસ્થાની શોધ કરવાનું માન તેનેજ ઘટે છે.

ચર્ચ મિશનરી સોસાયટીના મરહુમ રેવરન્ડ જે. જે. જોનસન હિંદમાં એક ઉત્તમ સંસ્કૃત ભાષા જાણનાર હતા. તેમની જીંદગીના ઉત્તરાર્ધમાં તેમને પોતાના મિશન તરફથી હિંદના પંડિતો તથા વિદ્વાન માણસો મધ્યે કામ કરવાનું તેને સોંપાયું હતું. એ તેમના કામની હકીકત હજુ સુધી લખવામાં આવી નથી, પણ તે પ્રગટ થશે ત્યારે તે વાંચવા લાયક થશે. તેમના હિંદના ધર્મનેતાઓની સાથેનાં ઘણાં વર્ષોના સંબંધ તથા અનુભવ પછી તેણે કહ્યું હતું કે હિંદમાં ઉંચામાં ઉચી જાતના લોકોમાં ઘણા ખ્રીસ્તી થવા તૈયાર છે.

પણ આ અજાયબ જેવી વાતનો પડદો તો સાધુ સુંદરેજ ફોડયો છે. આમ બન્યું કે સાધુ ઇ. સ. ૧૯૧૨ ના અંતમાં સારનાથ, કે જ્યાં બુદ્ધે પ્રથમ ઉપદેશ કર્યો હતો ત્યાં ગયો; અને અહીં કેટલાક સંન્યાસી જેવા દેખાતા માણસો તેને મળ્યા. તેમની સાથેની વાતચીત પરથી તેને જણાયું કે તેઓ તો ખ્રીસ્તી હતા ને તેમની છુપી મંડળીમાં આશરે ૨૪,૦૦૦ સભાસદો છે, ને તેઓ આખા હિંદમાં જુદે જુદે ઠેકાણે વસે છે. તેમના બે પ્રકાર છે, શિષ્યો અને સ્વામીઓ. શિષ્યો સામાન્ય સભાસદ છે ને તેઓ સંસારી કામકાજ કરે છે, પણ સ્વામીઓ તો પગાર વગરના ઉપદેશકો છે, ને તેઓ સંન્યાસી જેવાં વસ્ત્ર પહેરે છે. તેઓની સંખ્યા આસરે ૭૦૦ ની છે; તેઓ જ્યાં જ્યાં જાય ત્યાંના જે શિષ્યો હોય તેમને એકઠા કરીને તેઓ ઉપદેશ કરે છે.

એક વાર સાધુ ગંગા નદીને કિનારે ઉપદેશ કરતો હતો જ્યાં તેના સાંભળનારાઓએ તેને સંન્યાસી તરીકે માન આપ્યું પણ તેની વાત અંગીકાર કરવા સાફ ના પાડી, અને તેને જણાવ્યું કે પાસેજ એક મહાન ઉપદેશક ઉપદેશ કરે છે ને તેના પાસે લોકોનાં ટોળેટોળાં જાય છે, તેની પાસે જાઓ. ત્રણ દિવસ સુધી તેની પાસે ભીડને લીધે સાધુ જઇ શકયો નહિ. એક દિવસ સાધુ તેની એકાંતમાં મુલાકાત લઇ શકયો. અને તે હિંદુ સાધુએ સુંદરને જણાવ્યું કે તે પણ ખ્રીસ્તી હતો. તેણે સુંદરને ભેટીને તેને કહ્યું, "ભાઇ, આપણે બન્ને એકસરખુંજ કામ કરીએ છીએ." આથી અજબ થઇ સાધુએ કહ્યું, "મેં તમને ખ્રીસ્ત વિષે બોલતાં કદી સાંભળ્યા નથી," ત્યારે પેલાએ જવાબમાં જણાવ્યું, "શું એવો કોઇ મૂર્ખ ખેડુત હોય કે જમીન તૈયાર કર્યા વગરજ બી નાખે? હું પ્રથમ મારા સાંભળનારાઓના હૃદયમાં સારા નરસાનું જ્ઞાન થાય તેવી જીજ્ઞાસા ઉત્પન્ન કરૂં છું અને જ્યારે સત્ય માટે તેમનાં હૃદયો ઉત્સુક થાય છે ત્યારે તેમની આગળ ખ્રીસ્ત ધરૂં છું. આ પ્રાચીન નદીના કિનારે ગઇ સાલ મેં બાર સુશિક્ષિત હિંદુઓને બાપ્તિસ્મા આપેલાં છે." પછી તેણે પોતાનું બાઇબલ જે હરહમેશ સાથે રાખતો હતો તે સુંદરને બતાવ્યું.

ઉત્તર તરફના એક મોટા શહેરમાં સાધુને એક પ્રખ્યાત હિંદુ ઉપદેશક સાથે ઓળખાણ થઈ હતી, કે જે વેદજ્ઞાન માટે ઘણો પ્રસિદ્ધ

ગણાતો હતો. હિંદુ શાસ્ત્ર વિષે ઉપદેશ કરતાં સાધુએ તેને સાંભળ્યો અને છેવટે તે બોલ્યો, "વેદ આપણને પાપથી મુક્તિ મેળવવાનું દર્શાવે છે પણ તે મુકિત આપનાર કયાં છે? વેદમાં જે પ્રજાપતિ વિષે લખેલું છે તે તો ખ્રીસ્ત છે, કે જેણે પોતાની જીંદગી પાપીઓના તારણને માટે આપી દીધી છે. પછી જ્યારે હિંદુ સાંભળનારાઓએ પુછ્યું ત્યારે તેણે કહ્યું "હું વેદને માનું છું, તમે માનતા નથી; કારણ કે જે વેદને પ્રગટ કરે છે તેના ઉપર હું વિશ્વાસ કરૂં છું, અને તે તો ખ્રીસ્ત છે."

આ વિષે બોલતાં સાધુ જણાવે છે કે હાલના જમાનાની મોટી અગત્ય એ છે કે આપણી મંડળીઓએ ઉદાર વિચારો રાખવા જોઇએ; ખ્રીસ્તીઓએ જુદા જુદા પંથો અને મંડળીઓની વચ્ચે જે આડી ભીંતો છે તે તોડી નાંખવી જોઈએ અને જે કાંઇ રીતે દેવનો આત્મા પ્રગટ થાય તે રીત ગ્રહણ કરવાને તૈયાર થવું જોઇએ. તેણે વળી એ પણ જણાવ્યું કે સંન્યાસી મંડળી દેવથી આશીર્વાદિત મંડળી છે અને જો કે તેનું હાલનું રૂપ આપણે સમજી શકીએ તેવું નથી, તોપણ તેના નેતાઓને હિંદ માટે મહાન કામ કરવાનું અપાયલું છે.

'ઇસુ નાસરી નાથકી જે,' એ વાકય આ છુપા ખ્રીસ્તી મંડળની ગુપ્ત મુદ્રા છે.

---

## પ્રકરણ ૨૫.

## સાધુ સુંદરસીંગ દક્ષિણ હિન્દમાં.

જો કે સાધુએ પોતાની જીંદગી મુખ્યત્વે કરીને વિધર્મીઓમાં કામ કરવામાં ગાળી છે તો પણ તેણે ખ્રીસ્તીઓને વિસર્યા નથી. અને આ પુસ્તક લખાય છે ત્યારે તે દક્ષિણ હિંદમાંના ખ્રીસ્તીઓ મધ્યે સર્વોત્તમ કામ કરે છે. દક્ષિણ હિંદના ખ્રીસ્તીઓના મોટા સમૂહમાં તેને ઘણુંજ કામ કરવાનું મળે છે, ને કોઇ પણ જાતનો મંડળીનો ભેદ રાખ્યા વગર દરેક જાતના તથા મંડળીના હજારો લોકો તેની વાતો સાંભળવાને એકઠા થાય છે. તે ઘણું સખત કામ વિવિધ સ્થળે ને વિવિધ રીતે કરે છે. કેટલીક વાર તો તે સવારમાં વહેલો કામ શરૂ કરે છે ને મોડી રાત સુધી ચલાવ્યા કરે છે ને તે દરમ્યાન તેને ખાવાની કે પોતાનો નિયમિત બાઇબલનો પાઠ વાંચવાની પણ તક મળતી નથી. જ્યાં જ્યાં તે ઘણા દિવસ રહ્યો ત્યાંના લોકોને જેમ જમ્યા પછી આરામ મળે છે તેમ તેના જવા પછી આત્મિક ભૂખ ભાંગવાથી આરામ મળ્યો છે. પણ કોઈ પણ ઠેકાણે લોકોને તો એમ લાગેલું જણાયું નથી કે સાધુને આરામની જરૂર છે.

દિવસનાં ઘણાં કામો બાદ રાતના હોડી, ગાડી, કે આગગાડીમાં લાંબી મુસાફરી કરવાની હોય છે. મુકામ પર આવે એટલે તુરતજ કામ શરૂ કરે અને જાય ત્યાં સુધી તે કર્યાજ કરે. જાહેર મેળાવડામાં ઉપદેશ સવારે તથા સાંજે કરવામાં આવે છે, પણ સાધુનું કામ કાંઇ એટલુંજ નથી. તે દરરોજ કલાકો સુધી બેસીને જે કોઇ મળવા આવે તેને મળે છે. આવી મુલાકાતો સલાહ માટે, ધર્મની કેટલીક વાતોનું સ્પષ્ટીકરણ કરવા માટે થાય છે, અને હિંદુઓ તો તેને એટલા માટે મળવા આવે છે કે તેઓ તેની સાથે વાદવિવાદ કરી શકે અને ધર્મની વાત જાણી શકે; અને તેને મળવા આવનારાની સંખ્યા કોઇ વાર તો એકજ માણસ હોય અને કોઈ કોઇ વાર તો સંખ્યાબંધ માણસો એકઠા

થએલા હોય છે. આવા ખાનગી મેળાવડાથી જે લાભ થાય છે તે જેમ જેમ સાધુ એક ઠેકાણે વધારે દિવસ રહે તેમ તેમ તે મેળાવડામાં આવનારાની સંખ્યા વધતી થતી જાય છે તે ઉપરથી સહજ જાણી શકાય છે.

એક ઠેકાણે જ્યાં ઘણાં માણસો તેની પાસે ધર્મની વાતો સાંભળવા માટે આવતા હતા ત્યાં સાધુ એક બોર્ડિંગમાં રહેતો હતો ત્યાં એક વિદ્યાર્થીએ સાધુને માટે ઘણી ખુશીથી સેવા કરીને તે જાતેજ બધા લોકોને એક પછી એક સાધુ પાસે જવા દેતો હતો. આ યુવક સાધુના બારણાની ચાવી પોતાની પાસે રાખતો હતો કારણ કે જ્યારે પ્રાર્થનાનો વખત થાય ત્યારે તથા ખાવા વખતે જરા આરામ તથા એકાંત તેમને ચાવી બંધ કરે તોજ મળી શકતા હતા. આ દિવસોને તો સુંદર ઘણાજ નિરાંતના દિવસો ગણે છે.

મોટાં શહેરોમાં જ્યાં કોલેજ તથા હાઇસ્કુલો વગેરે હોય ત્યાં સાધુ સવારની ને સાંજની જાહેર સભાની વચ્ચેના ફુરસદના વખતમાં જાય ને વિદ્યાર્થીને ઉપદેશ આપે છે. દિવસના સખત કામ કર્યા પછી સાંજના કેટલીક વાર ખ્રીસ્તીઓને ઘેર જમવા જવાનું નોતરૂં મળે છે ત્યારે ત્યાં પણ માણસોને બોધ આપે છે. ત્યાંની ભાષા વિષે તે અજ્ઞાન હોવાથી તેને દક્ષિણમાં ઘણી મુશ્કેલી પડે છે. જે કોઇ મળવા આવે તેને જો જરાતરા અંગ્રેજી આવડતું હોય તો સાધુ તેની સાથે અંગ્રેજીમાંજ વાતચીત કરે છે, ને અંગ્રેજી નહિ જાણનારની સાથે તે દુભાષિયાની મદદથી વાતચીત કરે છે. તેના જેવા ઉત્સાહી સ્વભાવના અને સુવાર્તા પ્રગટ કરવાને તેમજ મનુષ્યના આત્માઓના તારણ માટે એટલા બધા ઉત્સુક માણસને આ ભાષાની અડચણથી બહુ દુ:ખ થાય છે.

સાધુ પોતાને પગલે ચાલવા માટે શિષ્યો શોધતો નથી. તેનું ધારવું વાજબી છે કે સાધુ થવા માટે દેવનું ખાસ તેડું મળવું જોઈએ. જે સલાહ તે લોકોને આપે છે તે યથાર્થ ડહાપણ ભરેલી તથા બરોબર બંધ બેસતી હોય છે. સ્ત્રીઓની સાથેની પોતાની વાતચિતમાં હરહમેશ પોતાની ધર્મપરાયણ માતાનો દાખલો આપીને તે જણાવે છે કે, તેણીએ તેને ધર્મ પર પ્રેમ કરવાનું તેમજ ધર્મ માટે માન ધરાવવાનું શિખવ્યું હતું. તે વારંવાર

એમ કહે છે, "એક વિધર્મી માતાએ જ્યારે આમ શીખવ્યું તો તમે ખ્રીસ્તી માતાએ તો તમારા બાળકોને કેવું સારૂં શીખવી શકો છો?" પોતે નવા કરારને ઘણુાજ પ્રેમથી ચાહે છે છતાં તે ખ્રીસ્તીઓને કહે છે, "મેં તો તેને એકવાર ગુસ્સાથી ફાડી નાંખ્યું હતું પણ તમે તો તેને માન આપવાને શીખ્યા છો; માટે તમારો પ્રેમ નવા કરાર પર મોટો છે કારણ કે તમે તેને કદી ફાડી નાંખ્યો નથી." કદાચ સાધુને ખબર નહિ હોય કે આ શબ્દો જ્યારે બોલે છે ત્યારે કેટલાક લોકોના મનમાં તેમના પોતાના વર્તન માટે કેટલું બધું દુઃખ થાય છે.

સાધુ દક્ષિણમાં રહ્યો ત્યારે રાત્રીના હિંદુ લોકો તેની મુલાકાત કરવા આવતા. જ્યારે બીજા બધા ઉંઘતા હોય તોપણ સાધુ પ્રભુની સેવા કરવામાંજ પોતાના દેહનું ભાન રાખતો ન હતો. જ્યાં જ્યાં જતો ત્યાં ખ્રીસ્તીઓ તરફથી અસંખ્ય પત્રો આત્મિક મદદ તથા પ્રાર્થના માટે આવતા હતા. હજારો ખ્રીસ્તીઓ જેઓએ સુંદરને જોયો છે તેઓએ સુંદરમાં પોતાના ત્રાતાને માટે પૂર્ણ રીતે પોતાના દેહ તથા આત્માનું અર્પણ કરનાર માણસને જોયો છે એમ તેઓને લાગે છે; અને સાધુની પાસે હોય ત્યાં સુધી તેની તરફજ તેમની આંખો રાખતાં કદી કંટાળતા નથી. તે જ્યાં જ્યાં ગયો ત્યાં તેનો તથા તેની વાતોનો સ્વીકાર ઘણુાજ આનંદ સાથે કરવામાં આવ્યો હતો, પણ દિલગીરી માત્ર એટલીજ છે કે તે પોતાનું કરેલું કામ ફળ આપે ત્યાં સુધી દરેક ઠેકાણે રહી શકયો નથી. તેનું કામ કેટલું સચોટ તથા તેની અસર કેટલી મહાન તે તો ફક્ત પ્રભુજ જાણે છે, પણ તેનું દક્ષિણના ખ્રીસ્તીઓ મધ્યે આવવું તે તો વખતસરનું છે ને એમ કહીએ તો પણ ચાલે કે દેવે તેને દક્ષિણમાં મોકલ્યો હતો, તે વિષે કોઈ પણ જાતનો સંદેહ નથી. તે મનુષ્યો સમક્ષ ખ્રીસ્તને પુરેપુરા તાબે થવાનો તેમજ તેની સેવામાં આત્મસંયમ કરવાનો દૈવી આશય ખરેખર રીતે પ્રગટ કરે છે.

---

## પ્રકરણ ૨૬.

## સુંદર એક મોટા ખ્રીસ્તી મેળામાં.

દક્ષિણ હિંદમાં તથા લંકામાં જ્યાં ખ્રીસ્તીઓની સંખ્યા ઘણી મોટી છે ત્યાં દર વરસે આત્મિક જ્ઞાન વધારવાને માટે મેળા ભરવામાં આવે છે. કૅસવીકના મહાન મેળાવડાની માફક એક અઠવાડીયું નિયમિત કરેલા ધોરણ મુજબ સભાઓ ભરાય છે અને જેમ જેમ વખત જાય છે તેમ તેમ આ મેળાવડામાં માણસોની સંખ્યા વધતી જાય છે. આવા ઘણા મેળાવડામાં સાધુએ ઉત્તમ કામ કર્યું છે, અને તેમાંનો મોટો મેળાવડો જે ત્રાવણકોરમાં થયો હતો ત્યાં પણ તે હાજર હતો.

મલબારનું પુરાતન સીરીયન ચર્ચ નામે ઓળખાતું ખ્રીસ્તી મંડળ પ્રેરિત થોમાના વખતમાં જ્યારે તે હિંદના કિનારે ઉતર્યો હતો ત્યારથી સ્થાપીત થયેલું હોવાની આ લોકોની માન્યતા છે, અને તેનાથી હિંદમાં ખ્રીસ્તી ધર્મનો પાયો નંખાયો હતો. આ પુરાતન મંડળના ત્રણ વિભાગ છે—રોમન, યાકુબી, તથા માર-થોમા.

૧૯૧૮ ના ફેબ્રુઆરી માસની અધવચમાં ઉત્તર ત્રાવણકોરની યાકુબી સીરીયન મંડળીના મેળામાં, જ્યાં આશરે ૨૦,૦૦૦ માણસો એકઠાં થયાં હતાં ત્યાં સુંદર આવ્યો હતો અને તેઓ મધ્યે ઘણા આનંદથી ઉત્તમ સેવા બજાવી હતી. ત્યાર બાદ તે મહિનાની આખરે તે ત્રાવણ-કોરની ઉત્તરના પ્રદેશની માર-થોમા મંડળીના મેળામાં ગયો. અહીં તો તેનો અનુભવ તો નવીન તથા ચિરસ્મરણીય હતો. ત્રીવેંદ્રમની ઉત્તરે આસરે ૧૦૦ માઇલને છેટે ત્રાવણકોરના દેશમાંની સહુથી સુંદર તથા ઘણી પહોળી નદી વહે છે. ઉનાળાના દિવસોમાં ફક્ત ઉંડા ભાગમાંજ નદી વહે છે. એક મોટા વાંક આગળ નદીનો એક વિશાળ રેતીવાળો બેટ બને છે; તેની ઉપર આસરે ૨૫,૦૦૦ માણસો સમાય એવો એક મોટો મંડપ ઉભો કરવામાં આવે છે.

એક અઠવાડીઆ સુધી લગભગ આખો દિવસ દરરોજ સભાઓ ભરાય છે. દરરોજ મોટે મળસ્કે એક માણસ "દેવને ધન્ય હો, દેવ પુત્રને ધન્ય હો" એવી મોટેથી બૂમ પાડતો છાવણીની આસપાસ ફરી

વળે છે. આ માણસ ફરી ગયા પછી ચારોગમથી પુરાતન સીરીયન રાગમાં દેવની સ્તુતિનાં ગીતો સવાર થતાં સુધી સંભળાય છે. આ સ્તુતિ વખતનો વિચિત્ર અવાજ ધીમે ધીમે વધતો જાય છે અને આવી રીતે દિવસનું કામ શરૂ કરવા પહેલાં દરરોજ દેવનો આશીર્વાદ મેળવવા પ્રાર્થના કરવામાં આવે છે. સાધુના જવાથી દર વરસના કરતાં વધારે લોકો ત્યાં આકર્ષાયા હતા, અને તે અઠવાડીઉં પૂરૂં થયા પહેલાં તે મંડપને આટલો મોટો કરવો પડયો હતો કે છેલ્લા દિવસે સાધુનો સંદેશો સાંભળવા ઓછામાં ઓછા ૩૨,૦૦૦ માણસો હાજર હતાં.

અત્રેના અજાયબ દેખાવનું વર્ણન કરવું કેવળ અશકયજ છે. આસરે અઢાર ઇંચ ઉંચું સાધારણ પાટીઆંનું આસન મંડપની પાછલી કનાતથી કંઇક છેટે ગોઠવેલું હતું અને તેના એક છેડા પર બે ખુરસીઓ ગોઠવી હતી. તે પર માર-થોમા મંડળીના બે અધ્યક્ષ બેસતા કે જેઓ દરરોજ પ્રકાશિત લાલ અથવા ભુરી અતલસના ઝભા પહેરી ઉપર સોનેરી પટા બાંધે છે ને માથા પર વિચિત્ર ટોપીઓ પહેરેલી હોય છે. તે આસન પર નીચે પલાંઠી વાળીને મંડળીના પાદરીઓ બેસે છે. તેમની મધ્યે મોખરા પર સાધુ સુંદરસીંગ પણ એજ રીતે બેસતો હતો.

મોટું ટોળું તો જમીન પર રેતીમાં બેસે છે. બધી સ્ત્રીઓ સફેદ વસ્ત્રો પહેરીને ડાબી બાજુ પર અને પુરૂષો સામે તથા જમણી બાજુ પર બેસે છે. આ બધા મનુષ્યરૂપી સમુદ્રની પેલી મેર દૂર ચળકતું નદીનું પાણી દેખાતું હતું અને તેની ઉપર આવજા કરતાં વહાણો નજરે પડતાં હતાં. આ મહાન મેળાવડો હતો છતાં લોકોનો ભક્તિભાવ આશ્ચર્ય પમાડે તેવો હતો. દરરોજ મેળાવડાની શરૂઆતમાં પ્રાર્થના કરવામાં આવતી હતી. છાની પ્રાર્થના કરવા માટેના વિષયો પ્રમુખ અધ્યક્ષ સંભળાવે ને લોકો મસ્તક નમાવીને પ્રાર્થના કરવાનું શરૂ કરે. પણ પછીથી પ્રાર્થનાનો અવાજ રફતે રફતે એટલો બધો વધે કે જાણે કે આસપાસ ઉછાળા મારતો સમુદ્ર ઉત્પન્ન થયો હોય!

જ્યારે સાધુ બોલવા ઉભો થતો ત્યારે સખત તાપ પડતો હતો અને ગંભીર ચુપકીદી ફેલાઇ જતી. તેણે પોતાના દેશમાં ઘણી વાર સાંભળ્યું હતું કે ત્રાવણકોરમાં ઘણા ખ્રીસ્તીઓ છે અને લંડન મિશનમાં

પણ સાધુની વાતો સાંભળવા હજારો એકઠા થયા હતા. પણ અત્રે જ્યારે તેણે પહેલીજ વાર આ મોટો સમુદાય જોયો ત્યારે તેને ખબર પડી કે તેમની સંખ્યા કેટલી મોટી હતી; અને તે આશ્ચર્ય પામવા લાગ્યો કે અહીં આટલા બધા ખ્રીસ્તીઓ છતાં હિંદમાં શા માટે કરોડો માણસ એવા રહ્યા છે કે જેમણે સુવાર્તા સાંભળી નથી.

તેણે હિંમતથી સચોટ શબ્દોમાં તે લોકોને યાદ આપી કે સૈકાંઓથી દેવનું સત્ય આ સીરીયન મંડળી સાચવતી આવી છે, પણ જ્યારે તેઓ પોતાનાજ દેશના લોકોની પાસે પ્રભુની સુવાર્તા પ્રગટ કરી શક્યા નહિ ત્યારે યુરોપ તથા અમેરીકા ખંડમાંથી દેવને ઉપદેશકો મોકલવાની ફરજ પડી છે. પછી તે પુરાતન મંડળીમાં જે મોટા સુધારા કરવાની યોજના ઘડવામાં આવી છે તે વિષે બોલતાં તેણે આતુરતાથી તેમજ પ્રીતિથી તેમને આગ્રહ કર્યો કે, "જે તેડું તમને ઘણા વખતથી આપવામાં આવ્યું છે પણ તમે સ્વીકાર્યું નથી તે સ્વીકારવા તત્પર થાઓ, અને અંધકારમાં નાશ પામતા કરોડો મનુષ્યો પર પ્રભુની વાતનો પ્રકાશ નાખો."

(ત્રાવણકોરનું સીરીયન ચર્ચ આ મહાન કર્તવ્ય વિષે કેટલાંક વર્ષથી જાગૃત થયું છે અને હિંદમાં તેમાંના મિશનરીઓની સંખ્યા વરસોવરસ મોટી થતી જાય છે).

આવો આગ્રહ તેણે બીજે કેટલેક સ્થળે પણ ત્યાર બાદ કર્યો છે ને તેથી લોકોના હ્રદયમાં આ બાબતની જાગૃતિ આગળ કદી નહિ થઈ હોય તેવી થઇ છે. સાધુ ચોક્કસ જાણે છે કે હિંદની મંડળીને પ્રભુની અપાર કૃપા આ દેશના સંખ્યાબંધ માણસોને તેની પાસે લાવવા માટે આપેલી છે, ને એ કામ કરવાનું માન પ્રભુ હિંદી ખ્રીસ્તીઓને આપવા ચાહે છે. પોતાના વર્તનથી તથા શબ્દોથી સાધુ હિંદના પુત્રોને પોતાનો વધસ્તંભ ઉંચકી, ગમે તે જોખમે છેવટનો વિજય મેળવવા માટે ઉત્સાહિત કરે છે.

---

## પ્રકરણ ૨૭.

### ખ્રીસ્તની સુવાર્તા પ્રગટ કરવા મોકલેલો.

'સુવાર્તા પ્રગટ કરવા સારૂ ખ્રીસ્તે મને મોકલ્યો' (૧ કરીં. ૧ ; ૧૭).

'અને એવી રીતે તો સુવાર્તા પ્રગટ કરવાનો મેં નિયમ રાખ્યો, કે જ્યાં ખ્રીસ્તનું નામ હતું ત્યાં (બોધ કરવો) નહિ, રખે બીજાના પાયા પર હું બાંધું; પણ જેમ લખ્યું છે તેમ કે, જેઓને તેના સંબંધીના સમાચાર મળ્યા ન હતા તેઓ જોશે, ને જેઓએ સાંભળ્યું નહોતું તેઓ સમજશે' (રૂમી. ૧૫ ; ૨૦, ૨૧).

આ એક અનુભવસિદ્ધ વાત છે કે કેટલાંક ભાષણો સાંભળવા કરતાં છાપેલાં વાંચવાથી વધારે અસરકારક નીવડે છે, તોપણ ખરાં મહત્ત્વનાં ભાષણો તો સાંભળવાથી જે અસર થાય છે તેવી અસર લખવાથી યા છાપવાથી થાયજ નહિ. ઘણે ઠેકાણેથી એવી સૂચનાઓ આવી છે કે સાધુ સુંદરસીંગનાં ભાષણોની એક ચોપડી તૈયાર થાય તો કેવું સારૂં! તેમજ તામીલ ભાષામાં તેનાં ભાષણોની એક ચોપડી છપાય છે. પણ જેઓ સાધુને સારી પેઠે જાણે છે ને તેના કામની ખરી કદર કરે છે તેઓને તો એમ લાગે છે કે આવું કોઈ પુસ્તક સાધુનાં ભાષણો સાંભળવાથી જે અસર થાય છે તેવી અસર ઉત્પન્ન કરી ન શકે.

સાધુ સુંદરસીંગ ઉત્તમ ઉપદેશક છે; તે વાક્ય રચવામાં યા સુંદર ઉદ્દગારો કાઢવા માટે વખત ગુમાવતો નથી. તે સીધી, સ્પષ્ટ તથા ટુંકા શબ્દોમાં વાતો કરે છે. તે ખરેખર આતુર દેખાય છે ને તેના સાંભળનારાઓના મનમાં તેના હેતુ વિષે કંઇ પણ શક રહેતો નથી. બોલતાં બોલતાં અચકાતો નથી અને તેના બોલવામાં કંઇ પણ ગુંચવાડો થવા પામતો નથી. ગમે તેવા મોટા મેળાવડા સમક્ષ જ્યારે જ્યારે તે બોલતો હોય છે ત્યારે ત્યારે તે સ્પષ્ટ વાણીથી જે વાત કરે છે તે જાણે દેવ તરફથીજ આવી હોય તેમ બધાને એકસરખું લાગે છે. ઉંડી અસર ઉત્પન્ન થાય તેવું ભાષણ તે કરતો હોય છે, ત્યારની ગંભીર શાંતિ તથા એકાગ્રતા ખરેખર અવર્ણનીય હોય છે. તે જુસ્સાથી તથા આવેશથી બોલતો હોય છે તેમ છતાં તે વખતની તેની

શાંતિમય ગંભીરતા અજબ જેવી લાગે છે. એક પળ પણ કોઇને કંટાળો આવતો નથી યા તે વેળાએ સાંભળનારાઓ આમ તેમ જોતા હોય એમ પણ દેખાતું નથી.

વારંવાર ઉદાહરણથી અથવા તો પોતાના અનુભવમાં આવેલી વાતોથી પોતાને જે કાંઇ કહેવાનું હોય છે તે યથાયોગ્ય રીતે અસર થાય તેમ વર્ણવે છે. અન્ય ધર્મવાળાઓ પાસે બોલતી વખત તે એમ કહે છે કે ધર્મ એ વાદવિવાદ કરવાની બાબત નથી પણ તે અનુભવ કરવાની બાબત છે, અને પોતાનું ભાષણ સમાપ્ત કર્યાં પહેલાં પુરેપુરી રીતે તે વાતને સાબીત કરી આપે છે. ભલે ગમે તે જુદી જુદી જાતના લોકો તેની વાત સાંભળવા આવ્યા હોય, તો પણ કોઇને એમ ખરેખર લાગ્યા વગર રહેજ નહિ કે આજે જે વાત સાંભળી છે તે તો સત્ય વાત છે. ખ્રીસ્તને ચાહનારાઓના વિશ્વાસને તે દૃઢ બનાવે છે, જેથી બેદરકાર માણસો એકદમ સ્તબ્ધ થઇ જાય છે ને પોતાના હૃદયની પરીક્ષા કરવા લાગે છે. વિચારવંત સત્ય ધર્મીઓને તે એવું ભાન કરાવે છે કે ખ્રીસ્તનો તેમના પર કેટલો બધો હક્ક છે, અને આપણે જાણીએ છીએ તેમ કેટલાએકને તો ખ્રીસ્તના ચરણ સમીપ તે લાવી શક્યો છે. જો કોઇ માણસ સાધુ સુંદરસીંગ જ્યાં જ્યાં જાય ને ત્યાં ત્યાં જે કંઇ કામ કરે તેની નોંધ લે તો સાધુના ઉત્તમ કામનું વર્ણન બરાબર કરી શકે, ને તેથી આપણને તેની મહત્ત્વનો ખ્યાલ આવે, કારણ કે આવી બાબતો વિષે સાધુ પોતે ઓછું બોલે છે ને કાંઇ પણ લખેલી નોંધ રાખતો નથી.

આત્મિક જીવનની અનંત કાળની વાતોનોજ વિજય છે એ સાધુના ઉપદેશનો મુખ્ય સાર છે. તેના આવા મનોરંજક ઉપદેશથી ઘણા ખ્રીસ્તીઓ કે જેઓને તેના આવતા પહેલાં પોતાની જીંદગીમાં ખ્રીસ્તની મહાન અસર ભાગ્યેજ થઇ હતી, અને જેમને ધર્મ તો જાણે લગભગ નજીવોજ હોય એમ લાગતું, તેઓમાં નવું જીવન આવ્યું છે; કારણ કે ઘણા ખ્રીસ્તીઓનો ખ્રીસ્ત પ્રત્યેનો ભક્તિભાવનો પ્રાથમિક જુસ્સો નરમ પડી ગયો હતો અને સંસારમાં લુબ્ધ થવાથી તેમના આત્મિક આશયો વિસરાઇ ગયા હતા.

પણ જ્યારે સાધુ સુંદરસીંગ પ્રભુ સાથેના અખંડ આત્મિક મેળાપ પછી મનુષ્યોની સમક્ષ ઉભો રહે છે ત્યારે તેના વેષથી, તેના ઉપદેશ કરવાના ઉત્સાહથી, સમજાવવાની શૈલીથી, અને આકર્ષણુથી જાણે સાક્ષાત ખ્રીસ્તજ પાસે પ્રગટ થયો હોય તેવી અસર ઉત્પન્ન થાય છે. તે પોતાનું જીવન પ્રભુના આનંદના અખુટ ઝરામાંથી ભરે છે ને તેને જે કોઈ જુએ યા તેની વાતો સાભળે તેઓને પણુ તેજ આનંદ મેળવવાની અભિલાષા થાય છે.

ખ્રીસ્તીઓ માટે તેનો ઉપદેશ ઘણોજ ઉત્તેજક તથા અસરકારક હોય છે. તે એકદમ માન્ય થાય આટલો આગ્રહવાળો ને ઉચ્ચ આશયો સિદ્ધ કરનારો હોય છે; ને તે તેના સાંભળનારાઓને માનવોજ પડે છે ને જો કોઈ તે માનતા નથી તો તેમને ગેરલાભ થયા વગર રહેતો નથી.

અન્ય ધર્મવાળાઓને ઉપદેશ કરતી વેળા તે કદી તેમના ધર્મની વિરૂદ્ધ વાતો કરતો નથી તેમજ કોઈ પણુ માઠું લાગે તેવું ઉચ્ચારતો નથી. પણ તે પોતે હિમ્મતથી પોતાના અનુભવની વાત કરે છે, કે શાંતિ આનંદ તથા સંતોષ મેળવવાના તેના પ્રયાસમાં ખ્રીસ્ત સિવાય દેવની મહાન બાબતો વિષે દરેક ઠેકાણે તે પોતે કેવો નિષ્ફળ થયો હતો. અન્ય ધર્મીઓ સાથે વાદવિવાદ યા તત્ત્વજ્ઞાનની વાતો કરતો નથી, પણુ દેવની જે મહાન શક્તિ પાપથી બચાવ કરી શકે છે તેજ મુખ્ય સૂત્રથી વિધર્મીઓને તે ખ્રીસ્તની પાસે લાવે છે.

સાધુના મુખ્ય મુદ્દાઓ આ છે: દેવનો પ્રેમ, ખ્રીસ્તની તે પ્રેમ વિષે તેની જીંદગીમાં તેમજ તેના મરણુમાં સાક્ષી; જે કોઇ તેને સ્વીકારે તેનું તારણુ અવસ્ય કરે તેવી તે પ્રેમની શક્તિ; અને તે બધા કરતાં વધારે તો ખ્રીસ્ત અને તેનો વધસ્તંભ. આ તેના મુખ્ય વિષયો છે. તે દેવ વિષે જાણે તે તેને સારી રીતે ઓળખતો હોય તેમ કહે છે; જાણે તે દેવની સાથે અખંડ નિકટનો સંબંધ જ્યારથી તે નાનો છોકરો હતો ત્યારથી આ ઘડી સુધી તેવો ને તેવોજ રાખતો હોય; દેવ કે જેની ખાતર પોતાની જીંદગીનું સર્વસ્વ તેણે અર્પણુ કર્યું હતું, તે પોતાનો રાત્રીદિવસનો સાથી હોય; તેના સાંભળનારાઓને તો એમ લાગે છે કે આ માણુસ

ખ્રીસ્ત વિષે ઉપદેશ કરે છે એટલુંજ નહિ પણ તે ખ્રીસ્તની જીવતી પ્રતિમા રૂપ જીવન ગાળે છે.

પોતાના ઉપદેશ સાથે તેનું ચારિત્ર્ય પણ સારી અસર કરી શકે છે. દક્ષિણ દેશની શરૂઆતની એક સભામાં પોતાનું ભાષણ કરી રહ્યા બાદ જ્યારે દુભાષિઓ તેનો તરજુમો કરી સંભળાવતો હતો ત્યારે સાધુ બેસી જતો હતો. તે વેળા એમ લાગતું હતું કે દુભાષિઆને માટે અંત સુધી બધાને રસ પડે તેવું બોલવાનું ઘણું મુસ્કેલ હતું. પછીથી મેળાવડામાં ભાષણનો તરજુમો થઇ રહે ત્યાં સુધી સાધુએ દુભાષિઆની પાસે ઉભા રહેવાનો નિયમ રાખ્યો હતો. એમ કરવાથી એક પણ માણસની નજર એક પળવાર પણ તેના તરફથી ખસતી નહોતી. આવી રીતે આકર્ષક દેખાવ અને અસરકારક ઉપદેશ એ બન્ને એકઠા થઇને તેના શ્રોતાજનો પર કદી પણ વિસરાય નહિ એવી અસર કરી શકે છે.

" Ecce Homo " નામના પુસ્તકનો લેખક લખે છે કે, "સારો સ્વભાવ કેળવવા માટે પ્રથમ તો માણસે કોઇ પણ વ્યક્તિ પર ઘણો પ્રેમ કરવો જોઇએ. એવી વ્યક્તિ ખાસ સદ્ગુણોવાળી અને આકર્ષક હોવી જોઇએ. આથી હરહમેશ પોતાને જેમ થવું હોય તેનો નમુનો નજર સમક્ષ રહે છે. નમુનો માણસ ઉપર ખાસ અસર કરે છે."

જ્યાં જ્યાં સાધુ જાય છે ત્યાં તેની આકર્ષક શક્તિથી લોકો તેના પ્રતિ ખેંચાય છે ને આટલો પ્રેમભાવ તેના પ્રત્યે ધરાવે છે, કે તે દ્વારા તે માણસોને ખ્રીસ્ત પાસે લાવી શકે છે. તેનું ફક્ત દર્શન કરવા માટે ટોળાબંધ માણસો આવે છે ને તેને કેટલાંક માનવંત નામોથી સંબોધે છે, જેવાં કે, સ્વામી, મહાત્મા. આ બધું તે લોકોનો તેના પ્રત્યેનો પ્રેમજ દર્શાવે છે. ખરા ખ્રીસ્તીઓ તો સાધુની વાતો સાંભળીને એવી કલ્પના કરે છે કે જ્યારે તે માણસોને આટલા બધા જાગૃત કરી શકે છે તો જો ખ્રીસ્ત જાતેજ ઉપદેશ કરતો હોય તો કેટલી બધી અસર થાય ! આવી રીતે સાધુ પોતાના ચારિત્ર્યથી લોકોને ઉચ્ચ આત્મિક જીવનના ઝરા પાસે લાવે છે.

દક્ષિણમાં ઘણા યુવકોએ સાધુના શિષ્ય થવા માગણી કરી હતી. તેમને બધાને સાધુની એવીજ સલાહ હતી કે 'તમે તમારા લોકો મધ્યેજ રહીને તેઓમાં કામ કરી પ્રભુની સેવા કરો.'

સાધુનું મુખ્ય કામ, કે જે તેને દેવ તરફથી અપાયલું છે એવું તે માને છે, તે સામાન્ય મંડળીની હદની બહારના લોકોને સારૂ છે અને જેઓ મંડળીની લાગવગ તથા શિખામણોથી વેગળા છે તેમને માટેનું ખાસ છે જ્યારે મંડળીઓમાં તે આવે છે ત્યારે ભારે ઉત્સાહ ઉત્પન્ન કરે છે અને દૃઢ નિશ્ચયો કરવાને લોકોને પ્રેરે છે, પણ તેના પરિણામની નોંધ કરવા તે થોભતો નથી, અને પોતાની પાછળ ન વિસરાય તેવી ઉત્તેજક વાતો લોકોનાં મનમાં ઠસાવીને તે પોતાને માર્ગે ચાલ્યો જાય છે. તેની સાદાઇ જગતના સ્વાર્થીપણાને ઠપકારૂપ છે અને તે ખ્રીસ્તને એવી રીતે પ્રસિદ્ધ કરે છે કે ખ્રીસ્તી ધર્મ તો યુરોપીઅનો માટેજ ને હિંદીઓનો નથી એવો ભુલ ભરેલો ખ્યાલ જે લોકોના મનમાં છે તે તરત નિકળી જાય છે.

## પ્રકરણ ૨૮.

### બધા માણુસો આગળ તેની સાક્ષી.

"જે તેં જોયું છે, ને સાંભળ્યું છે તે વિષે સર્વ લોકોની આગળ તું તેનો સાહેદી થશે" (પ્રેરી. ૨૨; ૧૫).

"પણ પવિત્ર આત્મા તમારા પર આવશે ત્યારે તમે સામર્થ્ય પામશો તથા ......પૃથ્વીના છેડા સુધી તમે મારા સાક્ષી થશો" (પ્રે. કૃ. ૧; ૮).

ઇ. સ. ૧૯૧૮ ના મે મહિનામાં સાધુએ દક્ષિણ હિંદની પોતાની લાંબી મુસાફરી લગભગ પૂર્ણ કરી હતી. પશ્ચિમ તથા ઉત્તર તરફ પાછા ફરવા પહેલાં પોતાની જન્મભૂમિ છોડીને લંકામાં આવેલા કોલંબો શહેરમાં સાધુ ગયો જ્યાં તેણે છ અઠવાડીઆં ગાળ્યાં હતાં. ત્યાંની વાતો તો પુસ્તકો ભરાઇ જાય એટલી બધી છે, તો પણ એટલું તો કહ્યા વગર ચાલતું નથી કે દક્ષિણ હિંદમાં જે ઉત્સાહ પ્રદીપ્ત થયો હતો તેવોજ ઉત્સાહ અહીં દેખાયો અને તે દિન પ્રતિદિન વધતો ગયો.

કોલંબોના કે. આર. વિલ્સન સાહેબે સાધુનું કામ સફળ થાય ને બધાંને એકસરખો લાભ મળે એટલા માટે ત્યાંની બધી મંડળીઓના પાળકો અને આગેવાનોની એક કમિટી બનાવી હતી. મિ. વિલ્સન આ પુસ્તકના લેખકને નીચે પ્રમાણે લખે છે:—

"સાધુના મેળાવડામાં સંખ્યાબંધ માણુસો આવતા હતા. સભા છ વાગે ભરાવાની હોય તો પણ માણસો ત્રણ વાગ્યાથી આવવા મંડાતા હતા. રોમન કેથોલીક પંથવાળા તેમજ હિંદુઓ ઘણા આવતા હતા. તેની વાતો સાંભળવા ચાલીસ માઇલ જેટલા અંતરથી પણ લોકો આવ્યા હતા. ને સાધુની વાતોથી લંકામાં ઘણીજ અસર થએલી છે."

લંકાના જાફના શહેરના રેવ. જી. જી. બ્રાઉન, એમ. એ., સાધુ વિષે કહે છે: "તે કદી એવું કહેતો નથી કે તેનો અનુભવ સામાન્ય છે અથવા તો બીજાઓએ પણ તેના પોતાના જેવા થવું. તે શુદ્ધ હિન્દી

રીતભાત તથા આચારવિચાર વાળો દેખાય છે. આપણે તેનામાં ખ્રીસ્તી આશયો હિંદી રીતે અલંકૃત થએલા જોઈએ છીએ. તે ખ્રીસ્તની વાતો તથા આશયોને હિંદી સ્વરૂપમાં પ્રગટ કરે છે. અને અન્ય ધર્મ વાળાઓને સરળતાથી સમજાય તેવી રીતે પોતાના સ્વામીની જીંદગી તથા ચારિત્ર્યની વાતો દર્શાવે છે."

લંકાના કાંડી શહેરવાળા મી. અમર સાકેરા લખે છે : "સાધુની વાતો સાંભળવા મુસલમાન, હિંદુ, બૌદ્ધ ધર્મીઓ, રોમન કેથોલીક તથા દરેક વર્ગના પ્રોટેસ્ટંટ ખ્રીસ્તીઓનાં મોટાં ટોળાં એકઠાં થતાં હતાં. તેના આકર્ષણથી તેમજ આત્માને જાગૃત કરે તેવા ઉપદેશથી તેણે લોકોનાં મન ઉપર મહાન અસર કરી હતી."

લંકાના એક હિંદુ ગૃહસ્થે સાધુનો પ્રાર્થના વિષેનો ઉપદેશ સાંભળીને કહ્યું, "ખરેખર તે આત્મિક જ્ઞાન આપનાર ગુરૂ છે, અને હું તેની પાસેથી પ્રકાશ મેળવવાની આશા રાખું છું." સાધુ ઘણી વાર તો દરરોજ ત્રણ ત્રણ સભામાં ઉપદેશ કરતો હતો. તેમજ બીજા ખાનગી મુલાકાત લેનારાઓને મળતો હતો. તે વેળા ત્યાંની ભેજવાળી ગરમીથી તે ઘણોજ હેરાન થતો હતો, તો પણ ઉત્તરમાંના પોતાના એક મિત્રને તેણે લખ્યું હતું, "જો તેથી દક્ષિણ ખ્રીસ્તમાં પીગળીને મેળવાતું હોય તો હું આવી ગરમીમાં જેમ મીઠું પીગળી જાય તેમ પીગળાવા રાજી છું."

દક્ષિણ હિંદનો તેમજ લંકાનો તેનો પ્રવાસ ખરેખર અજાયબી પમાડનાર છે. કોલંબોમાં દરરોજ સેંકડો માણસો તેનાં ભાષણો થતા હોય ત્યાં દરવાજા પાસે પણ પહોંચી શકે નહિ તેવી ભીડ થતી હતી, અને મોટે મળસ્કેથી તે મોડી રાત સુધી સંખ્યાબંધ માણસો તેની પાસે આત્મિક બાબતોનો ખુલાસો પામવા માટે આવતા હતા. આથી જાણે તે ટોળાની મધ્યમાં નિત્ય રહેતો હોય તેમ લાગતું હતું. તેના વિષેની વાતોથી છાપાઓ ભરપૂર હતા ને દરેક ખ્રીસ્તી ઘરમાં તો તેની ને તેનીજ વાતો થયા કરતી હતી. આવાં મોટાં ટોળાં તથા પોતાની લોકપ્રિયતા માટે સાધુને કાંઇ બીજી અભિલાષા નહોતી પણ ફકત મનુષ્યના આત્માને બોધ કરવા અને ખ્રીસ્તની વાતો પ્રગટ કરવા માટે તેઓ તેને

ઉત્તમ સાધનરૂપજ લાગતા હતા. કેવો મોટો ભોગ આપીને સાધુ આ કામ કરતો હતો તે વિષે સાધુ સિવાય બીજા કોને ખબર હોય! જ્યારે ટોળાબંધ માણસો તેની આસપાસ ફરી વળે છે અથવા ગમે તે વખતે તેના મુકામમાં ધસી જાય છે ત્યારે જે શાંતિ તથા ગંભીરતા તે દર્શાવે છે તે સર્વને આશ્ચર્ય જેવી લાગે છે, તો પણ તેના મનમાં તેવા માન વિષે કેવો અણગમો છે તે પોતા શિવાય કોઇજ જાણી શકતું નથી.

દક્ષિણમાંનું પોતાનું કામ પુરૂં કરીને ૧૯૧૮ના જુલાઇ માસમાં સાધુ મુંબઈ ગયો. ત્યાં એક સભા ભરવાની હતી ને ત્યાર બાદ કલકત્તા ગયો જ્યાં તેને ઇનફ્લુએન્ઝાની બીમારી લાગી હતી. તે વિષે તે લખે છે: "માંદગીમાં પ્રભુએ મને પ્રાર્થના કરવાનો તેમજ આરામ લેવાનો અવકાશ આપ્યો, જે મને દક્ષિણમાં મળ્યો ન હતો." સાજો થયા બાદ તે બોલપુરમાં સર રવીંદ્રનાથ ટાગોર જેઓ હિંદના પ્રખ્યાત કવિ છે તેમની સાથે થોડા દિવસ રહેવા ગયો ને ત્યાંથી પાછો ફરીને બ્રહ્મદેશ તથા મલાયા દેશમાં ગયો.

રંગુન, પીનાંગ, સીંગાપોર વિગેરે શહેરોમાં જ્યાં જાતજાતના લોકો વસે છે ત્યાં પણ તેની વાતો સાંભળવા આવનાર ટોળાઓમાં જગતની જુદી જુદી જાતના માણસોના સહવાસમાં તે આવ્યો અને તેનાં ભાષણોના તરજુમા કરવા હંમેશ બે દુભાષિઆ રાખવા પડતા હતા. ઉરદુ, બરમી, તામીલ, તેલુગુ, ચીની ને અંગ્રેજી એ મુખ્ય ભાષા જાણનાર લોકો એકઠા થતા. તેનાં ભાષણોના વખતે કોઇ મોટો અમલદાર પ્રમુખ થતો, અને બીજા અમલદારો તેમજ વેપારીઓ તેની આસપાસ આસન ઉપર બેસતા હતા. મયેમો શહેરમાં સાધુને કેટલાક પંજાબી લોકો મળ્યા જેઓએ તેને તેમની સાથે જમવાનો ઘણો આગ્રહ કર્યો, અને જ્યારે તે જમવા ગયો ત્યારે તેને તે લોકોએ પોતાની સાથે એકજ ભાણામાં ખાવાનું કહ્યું તેથી તેને ઘણોજ આનંદ થયો હતો. પીનાંગ શહેરમાં સીખ લોકોને ઉપદેશ કરવા ખાસ સભા ભરી હતી. સભાસ્થાન ભરાઈ ગયું હતું; ભાષણ શરૂ થયું ત્યારે એક શીખ ગૃહસ્થે તેને સીખ ધર્મના દેવળમાં આવી ઉપદેશ કરવા નોતરૂં દીધું. એક ગૃહસ્થ તે વિષે લખે છે: "જે જે શહેરમાં તે ગયો ત્યાં ત્યાં તેને

બાદશાહ જેવો આવકાર આપવામાં આવ્યો હતો ને તે પોતાની પાછળ પ્રકાશનો માર્ગ મુકતો ગયો છે !"

૧૯૧૯ ની શરૂઆતમાં સાધુને માટે એક મોટો બનાવ બન્યો. તે ચીન તથા જાપાનની મુસાફરીએ ગયો તે વખતે જાનેવારી માસની ૨ જી તારીખે સીંગાપુરમાં એક મેળાવડામાં ગયો હતો. ત્યાં બધા માણસો ફકત અંગ્રેજી ભાષાજ જાણતા હતા ને હિંદીનો તરજુમો કરનાર કોઇજ ન હતું. આ વેળાએ સાધુએ અંગ્રેજીમાં બોલવાનો ઠરાવ કર્યો અને તે દિવસથી ઘણું ખરૂં અંગ્રેજી ભાષામાંજ પોતાનું કામ કરે છે.

આ વિષે લખતાં સાધુ કહે છે કે તેને હવે દુભાષિઆની જરૂર નહિ પડે; પણ જ્યારે તે પ્રથમ અંગ્રેજી બોલવા લાગ્યો ત્યારે જાણે તેના શરીરમાં કંપ થતો હોય તેમ તેને લાગ્યું હતું, કેમકે તેના હૃદયના વિચારો બહાર નિકળી શકતા ન હોતા અને તેથી તેનું હૃદય ધ્રુજતું હતું.

પણ તેણે મોટી હિંમત કરી આથી જગતના એક છેડેથી બીજા છેડા સુધી તે પોતાના ઉપદેશનો લાભ આપી શકશે એમ સાધુને લાગે છે. જ્યારથી તે હિંદનો કિનારો છોડી ગયો છે ત્યારથી તેનું મોટું લક્ષણ એજ દેખાઇ આવે છે કે તેના વિષે બધી જાતના તથા બધા ધર્મના લોકો એક-સરખો મત ધરાવે છે. મોટી પદવીવાળાઓ, યુરોપીઅનો ને હિંદીઓ તેની સભામાં જાય છે, તેના માનમાં મેળાવડા કરે છે, તેને રેલ્વેમાં તેમજ આગબોટમાં મુસાફરી કરવાનું ખરચ આપે છે. અને બધા એકસરખા કહે છે : " તે ખરેખર દેવનો માણુસ છે, અને તેનો સંદેશો તો બધા લોકોને માટે છે."

## પ્રકરણ ૨૯.

### પ્રભુ ઉપર વિશ્વાસ કરવાથી હું જીવું છું.

"જે મારૂં જીવવું છે તે દેવના દીકરા પરના વિશ્વાસથી છે" (ગલા. ૨; ૨૦.).

જે કોઇ સાધુ સુંદરસીંગનું જીવનચરિત્ર વાંચે તેને એવું લાગ્યા વગર ન રહે કે તેણે પોતાનું તન પ્રભુને સંપૂર્ણ રીતે અર્પણ કર્યું છે. અને પ્રભુએ તેના વિશ્વાસનો યથાયોગ્ય બદલો આપ્યો છે. ખ્રીસ્તના શરીરને માટે ખાવાની, પીવાની, કે પહેરવાની ફિકર ન રાખવાના બોધનું સુંદરે બરાબર રીતે પાલન કર્યું છે, અને તેનો સંપૂર્ણ વિશ્વાસ એવો છે કે તેના આકાશવાસી પિતાને ખબર છે કે તેને કેવાં વાનાંઓની જરૂર છે, ને તે મુજબ તે તેને આપે છે.

હિંદમાંથી બ્રહ્મદેશ, પેરાક, પીનાંગ, સીંગાપોર અને ત્યાંથી ચીન તથા જાપાન વગેરે એવા જુદા જુદા લોકોથી વસાએલા દેશોનું હવાપાણી સહન કરવા માટે કંઇ પણ ખાસ સાધન અથવા પૈસા વગર અને તેનો આધાર ફક્ત એકજ ભાષા (અંગ્રેજી) ઉપર હોવા છતાં તે જવા નીકળ્યો તે તેનો પ્રભુ પરનો વિશ્વાસ ચોક્કસ દર્શાવે છે. અને જે પુરા વિશ્વાસથી તેણે પોતાનું ઘર નાનપણમાં તજ્યું હતું ને ટિબેટમાં અસહ્ય દુ:ખ વેઠીને પ્રભુનું કામ તે કરી શકયો હતો તેજ વિશ્વાસથી તેણે પ્રભુનું આ દુરના દેશોમાં કામ કરવાનું તેડું સ્વીકાર્યું છે.

ટિબેટના પવનના તોફાનવાળા પ્રદેશમાં, કે જ્યાં લોકોની વસ્તી થોડી છે અને તેની વાતો સાંભળવામાં આવતી નથી, તેમજ તેને જંગલમાં ભુખ્યો ને તરસ્યો કાઢી મુકાય છે, ત્યાં તેને પ્રભુનું કામ કરવામાં મોટાં સંકટો થયાં છે, પણ તે વિષે તે કશું કહેતો નથી, તો પણ તેથી સિદ્ધ થાય છે કે તે કામને માટે તે દેવથી ખાસ તેડાયલો છે.

ઘણા મહિનાઓ સુધી સાધુ એવા રસ્તા ઉપર મુસાફરી કરે છે કે જ્યાં ભાગ્યેજ કોઇ પણ મનુષ્ય ગયો હોય. પહાડોનાં શિખરો પ્રત્યે તેનો ઘણો પ્રેમ છે, ત્યાં તે દેવનો શાંત મધુર અવાજ સાંભળી શકે છે, ને

તેનાં મહાન કાર્યો જોઇ શકે છે. આવા પ્રદેશમાં સુંદરને પ્રભુનો અવનવો અનુભવ થયો છે એટલુંજ નહિ પણ અહીં તે હિંદનાં સંખ્યાબંધ માણસોમાં કામ કરી શકવા માટે બળ મેળવે છે. જ્યારે તે લોકોમાં કામ કરતો હોય છે ત્યારે તેનો આત્મા પ્રભુની સ્તુતિ કરવા માટે એકાંત સારૂ તલસે છે. તેને ઘણાં પરીક્ષણો આવે છે છતાં તે સંખ્યાબંધ લોકોમાં પ્રભુ ઈસુ ખ્રીસ્તને માટે દુઃખ સહેવામાં ને એકલવાસમાં રહેવાથી જે સાદાઇ તથા માધુર્ય તેના સ્વભાવમાં છે તે કાયમ રહે છે.

એકવાર સાધુ સુંદરસીંગે ભાષણમાં હિંદને મોટા ભીમની ઉપમા આપી હતી; તે એવી રીતે કે હિમાલયમાંના પહાડો રાક્ષસના માથારૂપ છે ને દક્ષિણ હિંદ તેના પગરૂપ છે. દક્ષિણ તરફના ખ્રીસ્તીઓની નબળાઇ દેખાડીને તેણે કહ્યું, "દક્ષિણના ખ્રીસ્તીઓના પગથી હિંદમાં ખ્રીસ્તી ધર્મ ચાલી શકે એમ છે, પણ અફસોસ, પગ છે તો ખરા ને તેઓ શોભીતા અને મજબુત દેખાય છે છતાં તેઓ ચાલી શકતા નથી. શું કારણ છે? મેં કોચીનમાં હાથીના જેવા પગવાળો એક માણસ જોયો હતો તેવોજ જ્ઞાતિબંધનરૂપી રોગ તે દક્ષિણના પગોને થએલો છે."

આથી વધારે ભાર મુકીને સાધુ સુંદરસીંગ શિવાય કોણ બોલી શકે? જેમ પાઉલ પ્રેરિત પોતાને 'હેબ્રીઓનો હેબ્રી,' કહેવડાવતો હતો તેમ સુંદરને 'સીખોનો સીખ' કહીએ તો શું ખોટું? આ નામ હિંદમાં ઘણું માનવંત છે ને તેની જીંદગી આ વાતની સાક્ષી પુરે છે કે "પ્રભુ કરે ને એવું ન થાઓ કે આપણા પ્રભુ ઈસુ ખ્રીસ્તના વધસ્તંભ શિવાય હું બીજા કશામાં અભિમાન કરૂં, તેથી મારા સંબંધી જગત વધસ્તંભે દીધેલું છે ને હું જગત સંબંધી છું" (ગલા. ૬ ; ૧૪).

મુલાકાત વખતે લોકો વારંવાર સુંદરને તેઓના હક્કમાં પ્રાર્થના કરવા, માંદાંઓની મુલાકાત લેવા તથા નાનાં બાળકોને આશીર્વાદ આપવા માટે વિનંતી કરતા હતા. સાધુએ જેમ જેમ આગળ જવા માંડયું તેમ તેમ આવી વિનંતીઓ એટલી બધી વધી ગઇ ને તેને અડકવાથી અથવા તેની પ્રાર્થનાથી માંદાઓ સાજા થઇ ગયાની વાતો એટલી બધી ફેલાઇ ગઈ હતી, કે આખરે તેને એમ લાગ્યું કે રખે લોકો તેને ચમત્કાર કરનાર

તરીકે માને; માટે લોકોમાં વહેમની જાગૃતી ન થાય તે સારૂ તે લોકોની ઘેર આવવાની વિનંતીઓ તે સ્વીકારતો નહિ.

સુંદરસીંગ લોકોને આવાં સાધનોથી પ્રભુ પાસે લાવવા માંગતો નથી, પણ અસરકારક ઉપદેશથી તેમજ પોતાના જીવનના દાખલાથી લોકો કેવી રીતે આત્મિક જીવનમાં આગળ વધી શકે તે દેખાડે છે.

